

ના વડીયા દરબાર શ્રી સુરગવાળા

# અર્પણ

લોકસાહિત્ય તરફ જેમને અત્યંત પ્રીતિ છે, એ લોકસાહિત્યના સબળ અંગ તરીકે પંકાતા દુહા માટે જેમને અનન્ય ભાવ છે એવા સાહિત્યપ્રિય રાજવી વડીયાના ના. દરબાર સાહેબ શ્રી. સુરગવાળાને આ ' દુહાની રમઝટ ' અર્પણ કરતાં મ્હને અત્યંત આનંદ થાય છે.

—રાયચુરા.

" Hearing Duhas recited by Gokuldas Raichura is an unforgettable pleasant experience. "

—Diwan Bahadur K. M. JHAVERI
M A LL B

# આદિવચન

કામણ કર્યાં કમાલ, ખાંભો ખોડી ખજાને;
પાણા કરે પ્રીતાળ, દુહા અમારા દેશનો.
× × ×
કાળોતરો કરડેલ, અવળી રૂંવાડી અંગ શું;
દુહાના ડંખેલ, ઘેને ઘેઘુર આંખડી.

કાઠિયાવાડ, કચ્છ, મારવાડ અને રજપુતાના એ દુહાની રત્નખાણો છે. ચારણો એ રત્નખાણોના રક્ષકો છે. આઠમી શતાબ્દીથી માંડી આજદિન સુધી એ રક્ષક તરીકેની જોખમદારી ચારણોએ શોભાવી છે. આલોજી, આસાજી, ઇસરદાસજી, ઉમરદાનજી, કરણીદાનજી, કીરપારામજી, જાડાજી, દુરસા આઢાજી, નરહરદાસજી, સ્વરૂપદાસજી, બાંકીદાસજી, લાખણસી, સૂરાચચ ટાપરયા, વીજાણંદ, લખમણ ભાચળીયો, વિગેરે રક્ષકોએ તો એ રત્નભંડારમાં અણમૂલાં રત્નોનો ઉમેરો કર્યો છે. દુહાનું સાહિત્ય ચારણોએ રક્ષ્યું છે એટલું જ નહિ પણ એ સાહિત્યમાં આવકારદાયક ઉમેરો કરવાનું માન પણ એ શારદાપુત્રોને જ છે.

'શારદા' જ્યારથી શરૂ થયું ત્યારથી એ રત્નખાણોના રક્ષકો સાથે એનો સબંધ બંધાયો. દર માસે પંદરમી તારીખે એવાં હજારો હૈયાંને મ્હેં તલસતાં જોયાં છે કે જે 'શારદા'માં આવતા માત્ર ચાર દુહા માટે આતુરતા ભરી રાહ જોઇ રહ્યાં હોય. 'શારદા'માં દર મહિને આવતું કાઠિયાવાડી દુહાનું એ એક પાનું એની રાહ જોનારને અજબ સંતોષ આપે છે એ હું એકના નહિ પણ અનેકના અભિપ્રાયોથી માપી શકયો અને એ દુહાનું એક પાનું આપવાનું નિયમિત ચાલુ રાખ્યું.

'દુહા' તરફની જનસમૂહની અભિરૂચી વધતી ગઇ અને ઘણા મિત્રોની માગણીથી દુહાના એ રત્નભંડારોમાંથી સો દુહા ચુંટી કાઢી 'કાઠિયાવાડી દુહા' એ નામક પુસ્તક મ્હેં પ્રગટ કર્યું. એ પુસ્તકની પહેલી આવૃત્તિ આજે ખલાસ થવા આવી છે એ પુસ્તકમાં સમજુતી સહિત સો દુહા આપવામા આવ્યા છે.

આજે આ 'દુહાની રમઝટ' એથી આગળ વધે છે અને એમાં કુલ પાચસો દુહા સમજુતી સહિત આપવાનો પ્રયાસ કર્યો છે. પહેલા પુસ્તક કરતાં આ પુસ્તકની એક વિશિષ્ટતા છે દુહા સ્હામે દુહો બોલવો એ કળા દુહાના સાહિત્યમાં અજબ રીતે ગુથાયલી છે. અને એ રીતે જે સ્હામ સ્હામા દુહા બોલાય એને દુહાની રમઝટ કહેવામા આવે છે.

દાખલા તરીકે એક દુહાગીરનો દુહો

એની જોવા વાટ, ઇ માનવી આવી મળે,
દેખાના ઉઘડે દાટ, કુંચી નહિ કામની

એ રીતનો આવે ત્યારે સ્હામેનો દુહાગીર એની સ્હામે નીચેનો દુહો બોલે

એક આવ્યે દુખ ઉપજે, એક આવ્યે દુખ જાય,
એક વિદેશે ગયા ન વિસરે એક પાસે ન સુહાય.

આ રીતના સ્હામ સ્હામે રમઝટ જમાવવાના દુહાનું પુસ્તક આજ સુધી કાઠિયાવાડ, કચ્છ, મારવાડ કે રજપુતાનામા કોઇએ તૈયાર કર્યું નથી એ પ્રકારનો આ પહેલો જ પ્રયાસ છે અને એનું મુખ્ય માન તો મ્હારા બેરબંધ ગઢવી શ્રી મેરૂભા મેઘાણંદને છે

ગઢવી મેરૂભાના સમર્થ પિતાશ્રી ગઢવી મેઘાણંદ ખેંગારને તો આજે સારૂંય મહ ગુજરાત એક ઉત્તમ વાર્તાકાર તરીકે પિછાણે છે મુંબાઇ અને મહાગુજરાતમા ઠેરઠેર ચારણોના એ સાચા પ્રતિ-

નિધિના દાયરા થયા છે એવો જ એક પ્રસગ દમકા પહેલા મુબાઇને આંગણે હતો જે વખતે ચારણી સાહિત્યનો એક દાયરો ભાંગવાડી થીએટરમા જામ્યો હતો ગઢવી શ્રી મેઘાણંદભાઇએ વાર્તા જમાવી, મેઘાણંદભાઇના યુવાન પુત્ર શ્રી મેરૂભાએ ચારણી છંદો જમાવ્યા અને છેલ્લે મ્હે અને ગઢવી મેરૂભાએ દુહાની રમઝટ જમાવી એ રમઝટ એટલી બધી જામી કે અમે પોતે એ પ્રમગને ભૂલી શકતા નથી

ગઢવી મેરૂભાનો બુનદ મીઠો કઠ, ચારણી યુવાન તરીકેની એની પ્રતિભા, દુહાના સહિત્યપરનો એમનો અદ્દભુત કાબુ દુહામા ઉછળતી વીરરસની ભાવના જમાવવાની એમની કુદરતી હતક એ આજે પણ અનન્ય અને અજોડ છે મોઢાપર લોહીની ટશરૂ ફુટતી હોય એવો એ ચારણી જુવાન જ્યારે મ્હારી સ્હામે દુહાની રમઝટમાં ઉતરે છે ત્યારે એ દુહાના જોમમા હું પણ પચ્ચીસ વર્ષનો યુવાન હોઉં એવુ મ્હને પણ લાગે છે દુહાનુ સાહિત્ય જ એવુ જોરદાર છે કે બોલનાર અને સાંભળનારને જીવતા કરી દેય છે તેમાં ય જ્યારે ગઢવી મેરૂભા એ માહિત્યપરનો પોતાનો અદ્વિતિય કાબુ બતાવે છે ત્યારે તો એ રમઝટ એવી જામે છે કે દમ હજાર શ્રોતાઓ હોય તો પણ ખુણે ખુણે એ બુનદ અવાજના રણકારા દરેક સાંભળનારને ઉભા કરી દેય છે મ્હે અને ગઢવી મેરૂભાએ સમગ્ર દેશમા એકથી વધુ વખત આ દુહાની રમઝટ રજુ કરી છે મુબાઇ, અમદાવાદ, વડોદરા, સુરત, મહેસાણા, વીરમગામ પાટણ ભાવનગર રાજકોટ, પોરબદર જુનાગઢ લાઠી વડીયા એવા કેટલાયે શહેરોથી માડી ન્હાના ગામડાઓમા પણ આ દુહાની રમઝટ ને કઇક રાજવીઓ, સાક્ષરો, વિદ્વાનો મુત્સદ્દીઓ કવિઓ શ્રીમત વ્યાપારીઓ, ખેડુતો અને લોકવર્ગે સત્કારી છે આજે પણ હું તથા મેરૂભા કોઈ પણ શહેર અથવા ગામડામા જઇએ કે તુરત

અનેક ભાઇબહેનો ' દુહાની રમઝટ જમાવશો ના ? ' એ પ્રશ્નો પૂછ્યા જ કરે છે કોઇપણ સભામાં અમે બન્ને શ્રોતા તરીકે ગયા હોઇએ તો ત્યાં પણ સહુ કોઇ એ ' દુહાની રમઝટ ' માટે આતુર તાથી માગણી કરે છે ' દુહો ' આ રીતે આજે એટલો બધો લોકપ્રિય થયો છે કે શાળાઓ, કોલેજો અને કેળવણીની અન્ય સંસ્થાઓમાં એવું ભાગ્યે જ કોઇ સંમેલન હોય છે કે જેમાં દુહાની રમઝટ થતી ન હોય

સંસ્કૃતમાં જે સ્થાન અનુષ્ટુપનું છે એ જ સ્થાન ગુજરાતી મારવાડી હિંદી તથા વ્રજ ભાષામાં દુહાનું છે દુહો અતિ લોકપ્રિય બને છે એનું મુખ્ય કારણ તો એ છે કે એ બહુ જ ન્હાનો છે એટલે સત્વર કંઠે ચડી જાય છે કોઇપણ વાતને સંક્ષિપ્તમાં અને બહુ આકર્ષક રીતે કહેવી હોય તો દુહો એને માટે અતિ બંધબેસતો લાગે છે જુના કવિઓએ અને ભકતોએ દુહાને પોતાના કાવ્ય સાહિત્યમા મુખ્ય પસંદગી આપી એને પરિણામે જ લોકસમૂહ વચ્ચે આજે તેઓ જીવતા છે કબીરજી તુલસીદાસ બિહારી મતિરામ અને મેકરણ જેવાઓ આજે સેંકડો વર્ષથી લોકવર્ગમાં ઝુંપડે ઝુંપડે જીવંત લાગે છે એનું કારણ પણ દુહો જ છે જો બીજા છંદોમાં એમણે વાતો કરી હોત તો તેઓ જનસમૂહના હૃદયસમ્રાટ બનત કે કેમ એ શંકાનો વિષય છે

પ્રાચિન કાળમા લોકોની જીભે સેંકડો દુહા રમતા લોક શિક્ષણમાં પણ એ રીતે દુહો અગત્યનું સ્થાન ભોગવતો દેશની વીર કથાઓનું સાહિત્ય પણ એ દુહામાં જ ગુંથાતું અનેક વાર્તાકારો વાર્તાની જમાવટમાં મુખ્યત્વે દુહાનો જ ઉપયોગ કરતા અને આજે લોકવર્ગમા એક કહેવત પ્રચલિત છે કે

' દુહે ગાલું સચ્ચિયું '

અર્થાત દુહાથી વાર્તા સાચી છે કે નહિ એની પરિક્ષા થાય છે અને વાર્તાની સચાઇમાં દુહો સાક્ષી રૂપે સદીઓથી ખડો છે

ગઢવી મેઘાણંદભાઇને કંઠે છસો વર્ષનો સોરઠી રા' ચુડાસમાઓનો ઇતિહાસ છે. એ ઇતિહાસના પ્રસંગો ગુંથેલી વાર્તાઓમાં દુહો જ એના પુરાવારૂપે ઉભો છે અને એ રીતે એ આખો ય ઇતિહાસ જુના દુહાઓએ જ જીવતો રાખ્યો છે.

[ઢોલા મારૂ, વિક્રોઇ ને કમો, બાનરો, હોથલ પદમણિ, રોણી વીજાણંદ, સોન હલામણ, સોન રાખાયત, માંગડાવાળો, ઉમર ને મારવી, મે ઉજળી, ખીમરો ને ખંભાતણ, લાખણશી અને ગોરલ, દેવરો અને ચાંપાદે, એ સર્વ લોકકથાઓ પણ આજે દુહાને લીધે જ જીવતી રહી છે. એ દરેક કથાની કડીઓ દુહે દુહે જ ગુંથાયલી હોય છે. હજારો દુહાગીરો એ દુહાના રસમાં તલ્લીન બને છે અને એ રીતે દુહાનું કંઠસ્થ સાહિત્ય સૈકાઓથી જીવતું રહ્યું છે.

સોરઠમાં સાગર કંઠે પોરબંદર રાજ્યનું માધવપુર નામે ગામ છે. ત્યાં ચૈત્ર શુદ ૯ થી ૧૩ સુધી લોકવર્ગનો મોટો મેળો ભરાય છે. આ મેળામાં મુખ્યત્વે મેર જાતી આવે છે. એ મેળો માધવરાયજીના–શ્રી કૃષ્ણના રૂક્ષ્મણી સાથેના લગ્ન પ્રસંગનો હોઇ એમાં ધાર્મિક સંસ્કારનું વાતાવરણ જામે છે. એ એની વિશિષ્ટતા છે. મેળા પ્રસંગે ત્યાં રાતોની રાતો જે દુહાની રમઝટ જામે છે એ એ સર્વ જુની લોકકથાઓને જીવતી કરી દેય છે.] એ પ્રસંગની સામગ્રીમાંથી દરેક કથા પુરતો એક એક દુહો અત્રે ઉતારવાની લાલચ હું રોકી શકતો નથી.

**સોન અને હલામણ :**

> પીંજણીયે પગ દઇ, હલામણથી હસ્યાં નહિ;
> હોળીયું હેઠાં માંય, બળે બરડાના ધણી.

**સોન રાખાયત :**

> વેલો વગડામાં, વનથી વાલપું કરે;
> પુંચળીયું મળામાં, રઇ ગ્યું રાખાતન્યુ.

શેણી વેજાણંદ

ઘોળા લુગડ ઘોય, રૂપાળે મન રાચ્યું નહિ,
મન મેલડીઓ હોય, તોય વર મારો વેજાણંદ.

માંગડાવાળો

પાઘડીયું પચાસ એમા આટયાળી એકેય નહિ:
ઇ ઘોડા ને અસવાર, મોંઢે ન આવ્યો માગડો

ઉજળી મેહ .

મે મે કરતા અમે, મેના મનમા નહિ,
તરછોડયાં તમે, બાણુના નાકારો ભણ્યો

ખીમરો ને ખભાતણ ·

સવારે ચડાવે સૌ, દીવો ને નાળિયેર કો/
લોડી ચડાવે લોઇ, તારી ખાંભી માથે ખીમરા

હોથલ પદમણિ ·

પુનમ ચાંદો ઓળાસિયો, વિજળ ઝબકી ઘરા,
પાડો લાગે અંધારો, હોથલ નહિ ઘરા.

લાખણશી ને ગોરલ :

સોનલા વરણી એ બલે રૂપલા વરણા હુઆ,
ગોવાળિયા વીરા વિનવું, કયે ઘેર માહુડા મુવા ?

દેવરો

નરવેણીને તીર સાગ વન સાંભર્યાં નહિ,
આવતડો આહીર, દાતણ્ કરવા દેવરો

વિકોઇ ને કમો

વિકોઇ વગા મ ઝાલ, વગે વરટારા નહિ,
જખી કાળો નાગ, કમે મન ચોંટ્યા નહિ

બાનરો

સમજાવ્યો સમજે નહિ, સનસે કે સાને,
કેદીક નો કાને, બાનરા બેરો થીઓ

ઢોલા મારૂ :

કડા ખડુકે ખાટના, દોરી તાણે દાસ;
ધન ઢોલાનો જીવણો, જેને મારૂથી ધરવાસ

ઉમર ને મારૂવી:

ઉમર તારે ઉદ, સોત્ર અસા ઘર સુમરા,
પેરૂ નવરંગ ચીર, ભુરા વન ભુચા થીએ

આ પ્રકારની લોકકથાઓ દુહાને ચરણે લોકસાહિત્યમા જીવંત બની છે. અને હજારો સાજણિયા એ કથાઓ સાંભળી સાંભળીને જીવનમા રસ અને કલા માણી રહ્યા છે.

આ દુહાની રમઝટમા આવી કથાઓને લગતા દુહાઓનો સમાવેશ કરવામા આવ્યો હોત તો એની સંખ્યા હજારોની થાત. પણ આ પુસ્તકનો હેતુ લોકકથાઓના મર્મને લગતો નથી. જનસમૂહને એકે એક દુહો કંઠક આપી શકે એ દ્રષ્ટિયે દુહાના રત્નભંડારમાંથી આ પાંચસો દુહા ચુંટવામા આવ્યા છે. અને તેમા ય એકની સ્હામે બીજો દુહો બોલવાની જે કલા છે એ કલાને અનુસરીને સ્હામ સ્હામા દુહા ગોઠવી આ રમઝટ તૈયાર કરવામાં આવેલ છે

દુહા મુખ્યત્વે ત્રણ પ્રકારના કહેવાય છે તેમા સહુથી સરસ આપણો સોરઠો છે. એને દુહાના સાહિત્યમાં સોરઠિયો દુહો કહેવામા આવે છે અને ગુજરાત, મારવાડ, રજપુતાના એ સર્વ સ્થળે આજે પણ ગવાય છે કે·

" સોરઠિયો દુહો ભલો "

દુહાના ત્રણ પ્રકાર

૧. દુહો અથવા દોહરો, ૨ સોરઠિયો દુહો અથવા સોરઠો અને ૩ મધ્યમેળ દુહો.

દુહાના પહેલા અને ત્રીજા ચરણોની તેર તેર માત્રા હોય છે તથા બીજા અને ચોથા ચરણોમાં અગિયાર અગિયાર માત્રા હોય

છે. સોરઠામાં દુહાથી ઉલ્ટો મેળ છે. એટલે કે પહેલા અને ત્રીજા ચરણોમાં અગિયાર અગિયાર માત્રા તથા બીજા અને ચોથા ચરણોમાં તેર તેર માત્રા હોય છે. મધ્યમેળ દુહામાં પહેલા અને ચોથા ચરણોમાં તેર તેર તથા બીજા અને ત્રીજા ચરણોમા અગિયાર અગિયાર માત્રા હોય છે.

આ ત્રણે પ્રકારમાં ખાસ લક્ષ એ રાખવાનુ છે કે જે ચરણના અગિયાર અગિયાર માત્રા હોય એની જ તુક મેળવવાની છે. એટલે કે દુહામાં બીજા અને ચોથા ચરણની તુક; સોરઠામાં પહેલા અને ત્રીજા ચરણની તુક; અને મધ્યમેળ દુહામાં બીજા અને ત્રીજા ચરણની તુક મળે છે. દાખલા તરીકે:

૧ દુહો અથવા દોહરો :

કંચન વરણી કામની, ચપા વરણાં ચીર;
મન હરની ઘરની નહીં, કરની મે તકસીર.

૨ સોરઠિયો દુહો અથવા સોરઠો :

મળીયો તુ સે મેળ, મન બીજેજ મળે નહીં;
ભળીયું સાકર ભેળ, દુધ ને ચોખા દાદવા.

૩ મધ્યમેળ દુહો :

પોતાના પડતાં કરી, છ તી ભેળું જાય;
સેંસઠ્ઠ ઢોર સણાય, સાચું સોરઠિયો ભણે.

દુહાના આ ત્રણ પ્રકાર ઉપરાંત કાઠિયાવાડમાં એક ચોથો પ્રકાર પણ ખુબ પ્રચલિત છે. એને દોઢિયો દુહો કહેવામાં આવે છે. દાખલા તરીકે

સજન ઉભ્યાં ચોકમાં તનના ટેકા લઇ
ઓચીંતાં આણા આવીયા વડી વમાસણ થઇ
વડી વમાસણ થઇ તે વારો
આવ્યાં અભાગીયા તેડી જારો
જોડાવો વેલ ને સીચાવો પઇ
સજન ઉભ્યાં ચોકમાં તનના ટેકા લઇ.

આ રીતે આ દોહિયો દુહો લાંબી હલકે કરૂણ રસ જમાવવામાં કાઠિયાવાડમાં વિશિષ્ટ સ્થાન ભોગવે છે. આ દુહામાં ખાસ કરીને તમાચી સુમરો, જેઠો ભગત, હાલામણ જેઠવો, અને અમીયલના દુહા પ્રધાન સ્થાને છે.

નાગ પીંગળ અને ભગવત પીંગળમાં દુહાના ઘણા પ્રકાર ગણાવ્યા છે. પણ મુખ્યત્વે તો ઉપરના ચાર પ્રકાર જ આજે વધુ પ્રચલિત છે. તેમાં ય વીર, કરૂણ અને શ્રૃંગાર રસ માટે તો સોરઠો જ શ્રેષ્ઠ ગણાયો છે. નીતિ સબંધી પણ વિશેષે સોરઠો જ સ્થાન લઇ જાય છે. રાજિયો, કિશનિયો, મોતિયો, શામળો, વીંજરો, નાથિયો, દેવરો, ભેરિયો, દાદવો, જેઠવો અને સોરઠિયો એ નામાચરણથી જે દુહાઓ આવે છે એમાંના ઘણાખરા સોરઠા જ છે. રાજીયો, કિશનયો, જેઠવો, વીંજરો, ભેરિયો, દાદવો, શામળો એ નામે દુહાના બનાવનારા એ લોકો નથી પણ એમને સંબોધીને જુદા જુદા કવિઓએ એ સોરઠાઓની રચના કરી છે. આ સર્વ સોરઠા દુહાના સાહિત્યમાં અનન્ય સ્થાન ધરાવે છે અને લોક શિક્ષણની દ્રષ્ટિયે એક એક સોરઠો અણમૂલો હોય છે.

આ દુહાની રમઝટમાં એજ પ્રકારના પાંચસો દુહા ચુંટવામાં આવ્યા છે કે જેમાં લોકશિક્ષણની સર્વ સામગ્રી ભરી પડી છે.

પચ્ચીસ ભાષણો અથવા પચાસ નિબંધો જે અસર ન કરી શકે તે અસર આ પ્રકારના લોકશિક્ષણના દુહાની રમઝટ જામતાં જનસમૂહપર થાય છે એની પ્રતિતિ અનેક સ્થળે અને અનેક પ્રસંગે મ્હને થઇ છે.

મહાગુજરાતમાં શિક્ષણની નવિ નવિ યોજનાઓ વિચારાય છે એ વખતે દુહાનું સાહિત્ય પણ શિક્ષણક્રમમાં સ્થાન મેળવે તો એમાં કંઇ નવાઇ નથી. ત્રીસ ત્રીસ ચાળીસ ચાળીસ લીટીના કાવ્યથી વિદ્યાર્થીને જે નથી મળતું એ આ માત્ર ચાર ચરણના તેર તેર

અને અગિયાર અગિયાર માત્રાના દુહામાં મળી આવે છે. જે દુહો ૧૬૨ વર્ષ પહેલાં ગામડાની સીમમાં જ રમતો હતો એ દુહો આજે રાજમહેલોમાં, સાક્ષરોના સંમેલનોમા, નિશાળોમાં અને કોલેજોમાં સ્થાન પામ્યો છે એવે વખતે આ દુહાની રમઝટનું પાંચસો દુહાનું અમજુતી સહિતનુ આ પુસ્તક આવકારદાયક થઇ પડશે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.

આ પુસ્તક તૈયાર કરવાનુ મુખ્ય માન મ્હારા બે ચારણ મિત્રો શ્રી ગઢવી મેરૂભા મેઘાણંદ અને વડીયાના રાજકવિ શ્રી કાનજીભાઇ ગગુભાઇને છે. શ્રી. કાનજીભાઇએ આ પુસ્તકની સર્વ સામગ્રી ઝીણી નજરે તપાસવાનું અઘરૂં કાર્ય બહુ જ પ્રેમથી કરી આપી મ્હને આભારી કર્યો છે. આ રીતે આ પુસ્તકનો સર્વ યશ ગઢવી શ્રી મેરૂભા તથા રાજકવિ શ્રી કાનજીભાઇને જ છે.

જાણીતા ચિત્રકારો શ્રી રવિશંકર પંડિત, શ્રી કલાબ્ધિ અને શ્રી હરિલાલ ત્રિવેદીની પીંછીએ આ દુહાના સાહિત્યને સચિત્ર બનાવ્યુ છે એ માટે એ ચિત્રકાર મિત્રોનો પણ ઋણી થયો છું.

હજારો ગુજરાતીઓ અને ગુજરાતણો જે લોકસાહિત્યમાં આજે રસ લઇ રહ્યાં છે એ લોકસાહિત્યના એક સબળ અંગ ' દુહા 'નો આ પ્રકારનો આ પહેલો સંગ્રહ મહાગુજરાત સત્કારશે એવી મ્હારી શ્રદ્ધા છે.

' વિષ્ણુ વિલાસ '<br>ચોરવાડ-કાઠિયાવાડ<br>અષાઢી બીજ<br>વિ. સં. ૧૯૯૪

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## શ્રી. ગોકુલદાસ દ્વા. રાયચુરાનાં લખેલાં બીજાં પુસ્તકો

**લોકસાહિત્ય :**

| | |
|---|---|
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ : આવૃત્તિ બીજી [સચિત્ર] | રૂા. ૨-૦-૦ |
| સોરઠી લોકવાર્તાઓ : [સચિત્ર] ... ... | ,, ૧-૧૨-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ : આવૃત્તિ બીજી [સચિત્ર] | ,, ૧-૮-૦ |
| વ્યાસજીની વાર્તાઓ : [સચિત્ર] ... ... | ,, ૧-૮-૦ |
| ગ્રહરાજ : [સચિત્ર] ઐતિહાસિક નવલકથા: | ,, ૧-૮-૦ |
| મહીપાળદેવ : ,, ,, ,, | ,, ૨-૮-૦ |
| સોરઠરાણી : ,, ,, ,, | ,, ૧-૮-૦ |
| નગાધિરાજ : ,, ,, ,, | ,, ૧-૮-૦ |
| કુળદીપક : ,, ,, ,, | ,, ૧-૮-૦ |
| રસિયાના રાસ : [સચિત્ર] લોકગીતો ... | ,, ૧-૦-૦ |
| કાઠિયાવાડી દુહા : [સચિત્ર] ... ... | ,, ૧-૦-૦ |

**સામાજીક નવલકથાઓ :**

| | |
|---|---|
| સ્નેહપૂર્ણા : [સચિત્ર] ... ... ... | ,, ૩-૦-૦ |
| પ્રેમલીલા : [સચિત્ર] ... ... ... | ,, ૧-૪-૦ |

**નવલિકાઓ :**

| | |
|---|---|
| રાયચુરાની રસીલી વાર્તાઓ : આવૃત્તિ બીજી [સચિત્ર] | ,, ૧-૮-૦ |
| રાયચુરાની રસ કથાઓ : [સચિત્ર] ... | ,, ૧-૮-૦ |
| ગાંધીયુગની વાર્તાઓ : [સચિત્ર] ... | ,, ૦-૧૨-૦ |

**હાસ્ય–રમુજ–કટાક્ષ :**

| | |
|---|---|
| હાલચીવડાની હસ વાર્તાઓ : [સચિત્ર] ... | ,, ૧-૮-૦ |
| હાલચીવડાનો ડાયરો : ... ... ... | ,, ૧-૮-૦ |
| રાયચુરાની રસમસ્તી : .. ... ... | ,, ૨-૮-૦ |

**કાવ્યો : ગીતો :**

| | |
|---|---|
| નવગીત : ... ... ... | ,, ૦-૬-૦ |
| રાસમંદિર : બીજી આવૃત્તિ [સચિત્ર] ... ... | ,, ૨-૮-૦ |
| સંગીતલહરી : ... ... ... | ,, ૦-૮-૦ |

**અંગત વિચારો : ગદ્ય :**

# દુહાની રમઝટ

બે દુહાગીર એક બીજાની સામે દુહાની રમઝટ
જમાવી શકે તેવી જાતના સ્હામ સ્હામે
બોલવાના દુહાઓનો અર્થસહિત સંગ્રહ

એક દુહાગીર બોલે છે :

૧

જેની જોતાં વાટ, ઇ માનવી આવી મળે;
હૈયાનાં ઉઘડે હાટ, કુંચી નહિ કામની.

જેની આપણે હંમેશાં વાટ જોતા હોઇએ એ માણસ અચાનક આવી મળે તો હૈયાનાં હાટ કોઇ પણ પ્રકારની લગાડ્યા વિના એની મેળે ખુલી જાય છે. અર્થાત્ દિલ ખુલે

૨

કાપડ ફાટયું હોય, તાણો લઇને તુનીએ;
કાળજ ફાટયું હોય, ઇ કોઇ કાળે સંધાય નહિ.

કપડું ફાટયું હોય તો તાણો લઇને તેને તુની શકાય છે જો કાળજું ફાટયું હોય તો એ કદાપિ સાંધી શકાતુ નથી.

૩

પાન પદારથ સુઘડ નર, વણુ તોળ્યાં વેચાય;
જેમ જેમ ભોમિ પાલટે, મુલ મોંઘેરાં થાય.

પાન, સુંદર વસ્તુ અને સુઘડ મનુષ્ય એ વણતોળ્યાં વે છે. જેમ જેમ જુદે જુદે સ્થળે જાય છે તેમ તેમ તેની કિ અમૂલ્ય અંકાય છે. અર્થાત્ એ ત્રણેની કિંમત બીજા પ્રદે વધારે થાય છે.

## બીજો દુહાગીર જવાબ આપે છેઃ

૧

એક આવ્યે દુખ ઉપજે, એક આવ્યે દુખ જાય;
એક વિદેશે ગયાં ન વિસરે, એક પાસે ન સુહાય.

એક આવતાં એને જોઇને દુઃખ ઉત્પન્ન થાય છે અને એક માણસ એવું આવે કે એને જોતાં સઘળાં દુઃખ દૂર થાય; એક એવું હોય છે કે એ વિદેશ જાય તો હરપળે એની યાદગીરી આવ્યા કરે. જ્યારે એક પાસે રહેતું હોય છતાં સહવાસ ગમે નહિ.

૨

કાંસું ફુટયું હોય, રેણ દઇને રાખીયે;
કાળજ ફાટયું કોય, સાંધો ન લીયે સુરના.

જો ત્રાંબા પીતળનું વાસણ ફુટી ગયું હોય તો એને રેણ દઇને સાંધી શકાય છે પણ જો કાળજું ફાટી ગયુ હોય તો હે સુરના ! એને સાંધી શકાતું નથી.

૩

હંસુને સરોવર ઘણાં, ફુલ ઘણાં ભમરેણ;
સજ્જનને સજ્જન ઘણાં, દેશ વિદેશ ગયેણ.

હંસલાને સરોવર ઘણાં હોય છે, ભમરાને ફુલ ઘણાં હોય છે એમ સજ્જન પુરૂષ દેશ વિદેશમાં ગમે ત્યાં જાય ત્યાં તેને સજ્જન મળી રહે છે.

૪

દગાખોર એલા દાંત, ચીજું કંઈ ચખાડીયું;
નગણા કરી નિરાંત, હાડું પહેલાં હાલીયા !

હે દગાખોર દાંત તને અનેક પ્રકારની ચીજો ચખાડી છતાં પણ તું નગણો થઈને આ શરીર પહેલાં ચાલ્યો જાય છે.

૫

ધવળાં તો સરવે ભલાં, પણ નફટ પળી નરાં;
જીન દેખી ક્ષમન કરે, સારંગ ડરે સરાં.

શ્વેત વસ્તુ બધી સારી છે પરંતુ પુરૂષને શ્વેત બાલ આવે એ સારૂં નથી. કારણ કે જેમ બાણથી હરણ ડરે છે તેવી રીતે સફેદ બાલવાળા પુરૂષને જોઈને સ્ત્રી ભયભીત બની જાય છે.

૬

કડવો મીઠો થાય નહિ, લાખું વાતે લીમ;
સર વાઢી સારપ કરો, ભુંડાને સારાનું નીમ.

લાખો ઉપાય કરવા છતાં કડવો લીંબડો હોય તે મીઠો થતો નથી તેમજ ભુંડા માણસ ઉપર ગમે તેટલા ઉપકાર કરો, માથું અર્પણ કરો, છતાં તે કદાપિ તેની ભુંડપ છોડતો નથી.

૭

સમજણ દે તો સંપત દે, નકર સમજણ પાછી લે;
સમજણ ને સંપત નઈ, એ બે ધકા તું મ દે.

હે પરમેશ્વર જો બુદ્ધિ આપે તો સાથે સાથે સંપત્તિ પણ આપજે નહિંતર તારી સમજણ પાછી લઇ લે. સંપતિ વિનાની સમજણ અને સમજણ વિનાની સંપતિ નકામાં છે. માટે એ બે ધકા તુ મારીશમાં.

૪

આવેતુનો નહિ ઓરતો, આવેતુ ઉછળશે; ✓
જનમની સંગાથી છભ, પેઢાં પ્રીતું પાળશે.

જે પાછળથી આવે તેનો ઓરતો કરવો નકામો છે કારણ કે પાછળથી આવે તે જરૂર ઉછળીને ચાલ્યા જાય છે, જન્મની સંગાથી છભ અને પેઢાં એ ખરી પ્રીત પાળે છે અને મૃત્યુમાં પણ સાથે જ આવે છે.

૫

પાકા ધમળા ભાર વહે, ગાગાં પંથ કરંત;
નરાં તરાં ને વનફળાં, પાકતાં મીઠાં લગંત.

પાકા બળદ ભારે ભારવાળું ગાડું ખેંચી જાય છે, મોટા ઉંટ લાંબો પંથ કાપી શકે છે એ રીતે પુરૂષ, ઘોડાં અને વનફળ એ જેમ જેમ પાકે તેમ તેમ તેની મજા છે.

૬

કોયલો કાળપ મુકે નહિ, લસણ તજે નહિ બોય; ✓
ક્રોડ ઉપાય પ્રબોધીયે, કાગો હંસ ન હોય.

કોયલાને સો મણ દુધથી ધુઓ તો પણ તે કાળો રહેવાનો. લસણને કસ્તુરીના ઢગલામાં ડાટે તો પણ એની ખરાબ ગંધ એ છોડે જ નહિ, અને કરોડો ઉપાયથી કાગડાને શીખવવામાં આવે તો પણ તે હંસ બને જ નહિ.

૭

મન દે તો તું માયા દે, નહિ તો મનને વાર; ✓
મન મોટું માયા નહીં, એ બે ધકા મ માર.

હે પ્રભુ જો તું મને મોટું મન આપે તો સાથે પૈસા દેજે નહિતર નાણા વિનાના મનને પાછું લઇ લેજે કારણ કે મોટું મન આપ અને જો પૈસા ન આપ તો મારે મન તે બે ધક્કા સમાન છે.

જ્યાં જેનું નહિ પારખું, ત્યાં તેનું નહિ કામ;
ધોબી બિચારા કયા કરે, જ્યાં દીગમ્બરનાં ગામ.

જ્યાં જેની પરિક્ષા નથી ત્યાં તેનો વમવાટ નકામો છે, નાગા બાવાના ગામમાં રહીને ધોબી બીચારો શું કરે ?

૯

જા વિદા જ રા ર મે', ખાપણ એ'કારે;
બાળી જાળી હલ નીકળે, વાલાંય વીસારે.

હે જીવ એક દિવમ અહીંથી રમશાનમાં ખાપણ ઓઢીને જવાનુ છે, ગમે તેવુ વહાલુ માણસ હોય તો પણ એ સ્થિતિમાં બાળી, ગખ કરી અને વિસારીને ચાલ્યુ જાય છે.

૧૦

આવતડાં ને છીંકીયો, પછી દીધો રોય;
માઠે સુકને જનમીયો, કુશળ કયાંથી હોય !

માનાના ઉદરમાથી અવતરતા જ છીંક ખાધી પછી રોઈ પડયો, એવા માઠા શુકનમા જ જન્મ થવાથી કુશળતાની આશા કયાંથી હોય !

૧૧

ચાર પોર ધંધે ચડયો, ચાર પોર રહ્યો સોય;
જપ્યા નહિ જગરાજને, કુશળ કયાંથી હોય !

ચાર પોર સુધી પેટ ભરવાને ધંધા ઉપર ચડયો અને બાકીના ચાર પોર ઉંઘમા પડયો રહ્યો. ઇશ્વરનુ ભજન કયારે પણ કર્યું નહિ પછી કુશળ કેમ કરીને હોઇ શકે ! અર્થાત્ ન જ હોઇ શકે

૮

નગણે વાસે વસવું નઈ, સજ્જનની પત જાય; ✓
ચંદન પડયું ચોકમાં, ઈંધણ મુલ વેચાય.

જ્યાં નગુણા માણસ વસે છે ત્યાં રહેવાથી સજ્જનની કિંમત ઘટે છે. ચંદનની ભારી ચોકમાં પડી હોય તે સુવામાં બાળવાના કાષ્ટની કિંમતે વેચાય છે

૯

જા વિદા હલ જરારમેં, કોરો ઘડો મસાણ;
થોડે ઘણે દીહડે, દેહપર થીન્ધી પાણ.

હે જીવ એક દિવસ અંહીથી સ્મશાનમા કોરા ઘડા સહિત જવાનું છે. અને થોડા ઘણા દિવસમા તારા શરીર ઉપર પાણી ખડકવામાં આવશે

૧૦

જોબન સમો જરા કુત્તી, જમ શીકારી જોય;
કાળ ઝપાટા દે રહ્યો, કુશળ કયાથી હોય!

યૌવન રૂપી સસલાની પછવાડે વૃદ્ધાવસ્થા રૂપી કુતરીને લઇ જમ રૂપી શીકારી દોડી રહ્યો છે અને માથા ઉપર કાળ ઝપાટા દઇ રહ્યો છે તેમા કુશળ કયાથી હોય!

૧૧

કુશળ નહી ડેરાં ડુંગરાં, કુશળ નહીં ધરતી આભ;
માનવીયાં કુશળ કયાંથી, પાણી હંદા ગાભ.

મોટા અવાસો ( બંગલાઓ ) ડુંગરાઓ, પૃથ્વી કે આકાશ કોઇ વસ્તુ કુશળ ( કાયમી ) નથી તો પછી પાણીના પરપોટા જેવા મનુષ્યનો દેહ કુશળ કયાથી હોય ?

૧૨

શેત્રુંજથી ગરવો સરસ, જટાળા વસે જોગેશ,
ડોલર મારો દેશ, રાજેસર છેટે રીયો.

જેની અંદર જટાધારી યોગીઓ રહે છે એવો અને શત્રુંજયથી સુંદર ગીરનાર જેવો જ્યાં પર્વત છે તેની આસપાસમાં આવેલ ડોલરના ફુલ જેવો મારો રાજેસર દેશ ઘણો છેટો રહી ગયો

૧૩

મનમુખા માનવ તણા, એટલા બધા અઠીક;
ભાચળીયો લખમણ ભણે, ઠાકર કરે ઇ ઠીક

માણસ જેટલા મનના વિચારો કરે તે બધા ખોટા છે પરંતુ લખમણ ભાચળીયો કહે છે કે ઈશ્વર જે કરે તે જ સત્ય છે

૧૪

નામ રહંદા ઠક્કરાં, નાણા નહીં રહંત,
કીરત હુંદા કોટડા, પાડ્યા નહીં પડંત

આ જગતમા માણસોના નામ રહી જાય છે નાણા રહેતા નથી, કીર્તિના કોટ તે કોઇ દિવસ પાડ્યા પડતા નથી એટલે કે કીર્તિ અમર છે

૧૫

હાથ વછુટી ગીર પડી, કાઢ શકે નહિ કોય,
હોણી અણ હોણી નહીં, હોણી હોય સો હોય.

હાથમાથી વછુટી જઇને જે વસ્તુ ચાલી ગઇ તે ફરીને પાછી મળતી નથી જે વાત બનવાની નથી તે કોઈ દિવસ બનતી નથી અને બનવાની છે તે ગમે તેટલા પ્રયત્નો કરવા છતા બન્યે જ જાય છે

૧૨

ભલ ઘોડાં કાઠી ભલા, પેની ઢક પેરવેશ;
ડોલર મારો દેશ, રાજેસર છેટે રહ્યો.

જ્યાં ઘોડા બહુ જ સરસ છે તેમજ તેપર ચડનારા કાઠી લોકો ભલા છે, જેના પહેરવેશ પેની સુધી આખા શરીરને ઢાંકી દીયે એવા છે. એવો ડોલર ફુલ સરીખો મારો દેશ છેટે રહી ગયો.

૧૩

હર કહ્યા અને વે લખ્યા, રેન છઠીરા અંક;
જવ વધે અને તલ ઘટે, રે રે જીવ નીશંક.

શંકરે કહ્યા અને વિધાતાએ લખ્યા તે છઠ્ઠીના આંકડા જવ ભાર વધતા નથી તેમજ તલભાર ઘટતા નથી માટે હે જીવ તું નિશંક થા. જે કાળે જે બનવાનું છે તે બને જ છે.

૧૪

ખાલું જાય ખપી, વાયુ ભરીયલ વીજરા;
જશ લગી જમવારા, દેવાણંદ ડગશે નઇ.

પવનથી ભરેલ મનુષ્યનો દેહ નાશ પામે છે પરંતુ સંપાદન કરેલ યશનો કાળાંતરે પણ નાશ થતો નથી. માણસનો દેહ ક્ષણીક છે. પરંતુ યશ ચીરંજીવ છે તે હે દેવાણંદ કોઇ દિવસ ડગતો નથી.

૧૫

સંપત દેખી ન રાચીયે, દુખ આવ્યે મ રોય;
હોણી અણુ હોણી નહીં, હોણી હોય સો હોય.

સંપતિ જોઈ ફુલાઈ ન જવું અને દુઃખ પડવાથી રોવું નહીં પરંતુ હીંમત રાખવી કારણ કે બનવાનું છે તે બન્યાજ કરે છે ભાવીને કોઇ મટાડી શકતું નથી.

૧૬

લાખ વમાસણ ક્રોડ બુધ, કર દેખો જો કોય;
હોણી અણ હોણી નઈ, હોણી હોય સો હોય.

લાખો રીતે વિમાસણ કર્યા કરો, ક્રોડ રીતે બુદ્ધિથી વિચાર્યા કરો છતાં જે નથી બનવાનું તે કદી નથી બનવાનું અને બનવાનું છે તે બનવાનું જ છે.

૧૭

માથે મંદીલ બાંધતા, જામા પહેરતા જે;
અંગેથી ઉતારે, સીંદર વીંટે શામળા.

માથા ઉપર કસબી સોનેરી પાઘડીઓ બાંધતા હોય, અને રેશમી જામાઓ પહેરતા હોય તેને પણ મર્યા પછી શરીર ઉપરથી બધું ઉતારી લઇ સીંદરીથી વીંટે છે.

૧૮

અંધારાનો એકલો, ક્યાં અંસુરો કાઢય;
રેવા દેને રાત્ય; સાંજ પડી ગઈ શામળા.

મરણ પામેલા દેહને ઉતાવળથી અંધારાનો અને મોટી રાત્રે એકલો નહિ કાઢતાં રાત રેવા દેજે એમ કહેવા છતાં દેહમાંથી આત્મા ઉડી ગયા પછી એક ક્ષણ પણ ઘરમાં કોઇ રાખતું નથી.

૧૯

જેડે તેડેથી ન થીયે, કીરત હંદાં કામ;
જડે ટાંચો તનની ચામ, રાણા રતન નિપજે.

જેવા તેવાથી કીર્તિનાં કાર્ય બનતાં નથી, શુરવીર તેમજ દાતારથી જ બને છે. કારણ કે તનની ચામડી ટાંચી નાખે ત્યારે જ રત્ન પાકે છે.

૧૬

સતા હોય ઉપર ચડે, પેસે પંચા હોય,
હોણી અણુ હોણી નઈ, હોણી હોય સો હોય.

ચૌદ બ્રહ્માડની ઉપર ચડી જાય કે પછી માતમા પાતાળમા
ી જાય તો પણ જે ન બનવાનુ તે બનતુ નથી બનવાનુ જ
ર છે જે કાળે જે થવાનુ હોય તે થયા જ કરે છે

૧૭

સાટા જલેબી સુખડા, ખંતથી જે ખાતા; ✓
ભૂપત વણ ભાતા, સરગે હાલ્યા શામળા.

સાટા જલેબી અને સુખડીઓ જેવા ભાતભાતના પકવાનો
તપૂર્વક ખાતા હોય તેવા મોટા મોટા ભૂપતિઓ પણ સ્વર્ગમા
ાતા વિના ચાલ્યા જાય છે એટલે કે મરતા કોઇ સાથે આવતુ નથી

૧૮

ભાયુંને ભળાવ્યાં, અસ્રી અને ઘરની આથ;
રેવા દેજે રાત, સાજ પડી ગઈ શામળા.

મૃત્યુ વખતે ઉડી જતો આત્મા પ્રભુને વિનવે છે કે, મારી
ત્રી, ઘરની મીલ્કત એ બધુ ભાઇઓને ભળાવી દીધુ છે એટલે
મોડી રાત્રે નહિ કાઢતા દેહને રાતની ગત ઘરમા રહેવા દેજે

૧૯

રેઢી હત જો રાણુા, સારપ વીકમ રાઉત,
લેવાઇ લાખેણુા, દોડત કંઈ બરડા ધણી.

ભલાઇ રેઢી પડી હોત એટલે કે કાઇપણ ભોગ આપ્યા વિના
પ્રાપ્ત થતી હોત તો હે બરડાના ધણી રાણા વીકમના દીકરા તે
ભલાઇ લેવાને સૌ દોડત પરતુ ભલાઇ કયા રેઢી પડી છે

२०

પરણુતા મેં પરખીયો, મૂછાં તણી અણી,
મેં તો લાંબી પહેરશા, જઇ પહેરશે ઘણી.

પરણુતી વખતે મારા પતિની મૂછોની અણી આછા માળુમાથી જોઇ મારા પતિની પરિક્ષા કરી લીધી છે કે ઘણી સ્ત્રીઓ વિધવા થયા પછી હું વિધવા થઇશ અર્થાત્ મારો પતિ ઘણાને મારીને પછી જ મરશે એવી ખાત્રી છે

२१

બહુ વણુજ બહુ બેટીયા, દો નારી ભરથાર,
ઉનકું કહા મારીયેં, માર દીયા કીરતાર

બહુ વેપાર ખેડતો હોય, જેને ઘણી જ દીકરીઓ હોય એ સ્ત્રી હોય તેવા માણસને શું મારવો કારણ કે પ્રભુએ જ તેને માર્યો છે, અર્થાત્ ઉપર્યુક્ત પુરૂષ મરેલા સમાન જ છે

२२

જેણે ભોળો ભજીયો, ફૂલા છાબ ભરે,
પીળુ સોનું પહેરવા, ચતુરા નાર ધરે.

જેણે ફુલોની છાબડીઓ ભરી ભરીને પુજા કરીને પ્રેમથી શંકરને ભજ્યા હોય તેને જ ખરેખર પહેરવા માટે સુવર્ણ અને ઘરમા ચતુર સ્ત્રી હોય છે

२३

નેહ નભાવણુ કઠણુ છે, સબથી નભે નાહી,
મીણુનો તુરગ કરી, ચલવો પાવક માહી.

મીણુનો ઘોડો બનાવીને અગ્નિમા ચાલવુ તેના કરતાં પણ એક જ રંગથી પ્રેમને નીભાવવો તે કાર્ય મુશ્કેલ છે બધાથી પ્રેમ નભી શકતો નથી, વિરલા જ નભાવી શકે છે

२०

મૂછ બનાયે મરદકું, લજવિન કેસી મૂછ;
જીનકી મૂછમેં લજ નહીં, વો મૂછ બરાબર પૂછ.

લાજવાળા અને ખરા મરદની મૂછ તે સાચી મૂછ છે પરંતુ લાજ વિનાના પુરૂષની મૂછ તે પૂંછડા જેવી જ છે.

૨૧

અષાઢે તો હળ હાંકે, લાડકવાયી ધી;
બૈયર હોઈ પૂછશે, એના વાંક દી.

અષાઢ મહિનામાં જમીનમાં હળ હાંકે, દીકરીને બહુ જ લાડકી ગખે અને સ્ત્રીને પૂછીને દરેક કામકાજ કરે એ વાંકા દિવસવાળો દુર્ભાગી છે.

૨૨

કીતને ખેળે ખપ ગયે, વિધ વિધ પહેરી વેષ;
ભજ્યા વીના ભભુતીયા, નાવે મોજ નરેશ.

ખેળાના જેવા વિધવિધ પ્રકારના વેષ ધારણ કરીને કેટલાંયે મનુષ્યો ખતમ થઇ જાય છે અને પાછાં જન્મે છે પરંતુ ઇશ્વરના ભજન વિના ઉદ્ધાર થતો નથી.

૨૩

ચલત ટાંક અક્ષર સુકે, એહી પ્રીતકો મૂલ;
નાતો તોડી નીલો રહે, મુખ પર ડાલે ધૂલ.

લખતી વખતે જેવી ટાક ચાલી જાય છે તેવો અક્ષર સુકાતો જાય છે એજ પ્રીતીનુ ખરૂં મૂલ્ય છે. સંબંધ તોડીને જે અક્ષર લીલો રહે છે તેના મોઢા ઉપર ધૂળ નાખવામાં આવે છે.

૨૪

કાઉ જાજા કાગોલીયા, કાઉ જાજા કપુત,
હકડી તો મહી ભલી, હકડો ભલો સપુત

ઝાઝા કુપુત્ર હોય તે કાગડાના કાગોલીયા જેવા છે એટલે નકામા છે પરંતુ એકાદ ભેંસ હોય તે સારી અને સુપુત્ર એક હોય તો બસ છે કારણ કે એક સુપુત્ર આખા કુળને તારે છે

૨૫

રણ જીતણુ કકણુ બંધણુ, પુત્ર વધાયું સાવ,
એતા ટાણા હર્ષના, કોણ રક કોણ રાવ

રણ સગ્રામમા જીત, લગ્ન પ્રસગ અને પોતાને ઘેર પુત્રના જન્મની વધાઇ એ પ્રસગો ગજા તેમજ રક સર્વ કોઇને ખરેખર હર્ષના પ્રસગો છે

૨૬

દશ વીશ દોખી નહીં, મિત્ર નહી પચાસ,
તો જનની ભારે મરી, શુ ઉપાડયો નવ માસ

જેને દશ વીશ દુશ્મન નથી તેમજ પચાસેક મિત્રો નથી તેવા પુરૂષની માતાએ પણ નવ માસ વૃથા ભાર ઉપાડયો છે

૨૭

સામેરી સોનાર જ્યુ, ઓલાણી મ ફુક,
અરથ ન આવે આપણે, મનથી ઉતારી મુક

સામેરી કહે છે કે સોનીની પેઠે ઓલાઇ ગયેલી ધુણીને ફુંક માર મા એટલે કે ગયેલી વાત સભારમાં કારણ કે તેથી કાઇ અર્થ સરતો નથી માટે તે વસ્તુ મનમાથી કાઢી નાખ

૨૪

કૂકડ બચાં આઠ જણે, આઠેય બીચારાં;
સિંહણ તો એકજ જણે, એકેઇ હજારાં.

કુકડી એકી સાથે આઠ આઠ બચ્ચાં જણે છે પરંતુ આઠેય રાંક હોય છે પરંતુ સિંહણ એક જ માવજને જન્મ આપે છે તે એક હજાર જેવો હોય છે.

૨૫

ઘર છુટે ઘર પાલટે, ત્રીયા પડંદા તાવ;
ત્રણેય ટાણાં મોતનાં, કોણ રંક ને રાવ.

કોઇ ઘર લુંટી જતું હોય, જમીન પડાવી જતું હોય અને પોતાની સ્ત્રી ઉપર કોઇ કુદૃષ્ટિ કરતું હોય તે ત્રણે પ્રસગે રાજા હોય કે રંક પરંતુ તેમણે મરી ફીટવું જોઇએ

૨૬

વેરી ઘાથી ગયો, મંગન ગયો નિરાશ;
તો જનની ભારે મરી, શું ઉપાડયો નવ માસ.

રણસંગ્રામમાં મળેલો વેરી ઘા ચુકાવી ચાલ્યો જાય અને જેને ઘેર આવેલો માંગણ નિરાશ થઇને જાય તેવા પુરૂષની માતાએ નવ નવ માસ ભાર વેંઢાર્યો તે ખરેખર વૃથા છે.

૨૭

મળવો ભલો બીછરન બુરો, બુરી આ જગની રીત;
શીર પસ્તાઉં મેં સખી, પરદેશી થી પ્રોત.

સ્નેહીને મળવું તે બહુ જ સારૂ છે અને તેનાથી છુટા પડવું બુરૂ છે. જગતની તે રીત ખરેખર બુરી છે અને તે બુરી રીતને લઇ પરદેશી સાથે પ્રીત બાંધીને હે સખી હવે હું પસ્તાઉ છું.

૨૮

પાણી પરકખો ઠક્કરા, બીજ પરકખો કન્ન,
ભોમ ભલા જ્યા નીપજે, નર તોરીંગ ને અન્ન

પાણીથી પુરૂષનુ પારખુ છે, બીજનુ પારખુ દાણા સારા નીપજે તેનાથી છે અને જ્યા પ્રવીણ પુરૂષો—બેમદાર ઘોડાઓ અને અનેક અનાજ નીપજે છે તેનાથી ભૂમિનુ પારખુ છે

૨૯

હાલે થાકા હંસની, બોલે ચગા વેણ,
મરમાળા મજલસ ભર્યા, નારી હુન્દા નેણ

હંસના જેવી ચાલ ચાલે છે સુંદર મન ગમતાં વચનો બોલે છે અને મરમાળા તેમજ જેને જોઇને આનંદ ઉપજે તેવા નેત્રોવાળી સ્ત્રી એ ખરી સ્ત્રી છે અને તે ભાગ્યશાળીને જ પ્રાપ્ત થાય છે

૩૦

નઇ નીતી નઇ ન્યાય, અનગળ જ્યા અંધેર,
રેવુ એના રાજમા, જીવન ખારૂં ઝેર

જે રાજ્યમા નીતિ કે ન્યાય નથી અને અપાર અંધાર છે તે રાજ્યમા જીવન ગુજારવુ તે ખારૂ ઝેર સમાન છે

૩૧

કંથા રણમા જાય કે, મત ઢુંઢે કોઇ સાથ,
તારા બેલી ત્રણ જણ, હૈયુ કટારી હાથ

હે પતિ, રણમા જઇને બીજે કોઈ સાથ મેળવવા પ્રયત્ન કરશોમા મરણ કે છાતી કટારી તેમજ હાથ એ ત્રણ તમારા ખરા સંગાથી છે એટલે બીજા વિશેષ સંગાથીની જરૂર જ નથી



ચિત્રકાર ] જેની જોતાં વાટડી માનવી આવી મળે [ રા. રવિશંકર પંડિત
દુહો ૧ પૃષ્ઠ ૨

૨૮

ભલી વન ભલા, નર મરદ ન નીપજે;
જાયો જુ મા નાં, કમળ જે ..કુંતા તણો.

ભલી માતા વિના પુત્ર મર્દ નથી નિવડતો. કર્ણ ને કુંતા જેવી માતા હતી તેથી કર્ણ બહાદુર થયો. અર્થાત માતા સારી હોય તો પુત્ર સારો થાય.

૨૯

કંચન વરણી કામની, ચંપા વરણાં ચીર;
મન હરન્તી ઘરની નહીં, કરની એ તકસીર.

સોનાના જેવા રંગવાળી, ચંપાના જેવાં રંગનાં વસ્ત્રો પરિધાન કરવાવાળી અને મનને હરણ કરનારી સ્ત્રી જેના ઘરમાં નથી તેની કરણીમાં ખરેખર કાંઇક તકસીર છે. તે પુરૂષ કર્મનો ખરે હીણો છે.

૩૦

મિત્રુ નઇ કોઇ મલકમાં, વિશ્વ બધાથી વેર;
એકલ આથડતો ફરે, એનું જીવન ખારૂં ઝેર.

જેને આખા જગતમાં કોઈ મિત્ર નથી અને બધા સાથે વેર બાંધીને એકલો આથડતો ફરે છે તેનું જીવન ઝેર જેવું સમજવું.

૩૧

કંથા રણમાં જાયકે, ભાગી કુળ મ લજા;
ઝોળી આવે ત્રબકતી, મર્દાં કેરી મજા.

હે સ્વામી રણસંગ્રામમાં જઇને પાછો ભાગીને તારા કુળને લજાવીશ માં. પણ તને ઘાયલ સ્થિતિમાં ઘેર લાવે એ વખતે ઝોળી લોહીથી ટપકતી હોય તેમાં મર્દોની ખરી મજા છે.

મેં પુછુ આહેલડી, ગાજે કીતનો વાસ,
એક મારે ભડ પાચસો, એતા ભડ પચાસ.

હે સખી મારો પતિ જલ્દીથી ગાજ્યો જાય તેમ નથી કારણ કે એકેક જણ પાચમો યોદ્ધાને મારે તેવા પચાસ ખરા મરદોનો તેને મ ગાય છે

૩૩

રાજા જોગી અગન જળ, ઉનકી ઉલટી રીત,
તેથી ડરતા રીજીયે, થોડી પાળે પ્રીત

રાજા, યોગી, અગ્નિ, અને પાણી એ સર્વેની ઉલટી રીત હોય છે તેથી તેનાથી ડરતા રહીને બહુ ઓછી પ્રીતિ રાખવી તેજ મારૂં છે

૩૪

ચાર પગો ને ચોસરો, રા જ દ વા ર સુહાય,
સાભળને સા ગ ણ શી, કાળો હાથી કહેવાય.

ચાર પગવાળો અને વિશાળ કાય અને ગજદરબારમા જ શોભે તે હાથી પણ હે માગણશી કાળો હોય છે

૩૫

કાળી ઉનનુ કાતણુ, પર ઘરે જે વણાય,
સાભળને સા ગ ણ શી, કાળી કામળ કેવાય

કાળી ઉનને કાતીને વણવામા આવે તે કાબળી ( ધાબળી ) પણ હે સાગણશી કાળી હોય છે

૩૨

કંથા રણમાં જાય કે, ભાગી ન આવો શેણ;
તારી, બાંહ ન ગ્રહીશાં, તું ભાને હું ભેણ.

વળી રણમા જઇને પછી ત્યાથી હે વહાલા પતિ ભાગીને આવીશમા કારણ કે જો ભાગીને આવીશ તો તારો હાથ હુ પકડીશ નહિ—તાગ અને મારા વચ્ચે ભાઇ અને બ્હેનનો સબધ થઇ જશે.

૩૩

નદિ નરંદાં સિદ્ધ કળા, કામન ને કમળા;
એતાં અંત ન લીજીયે', ઘર વાંચીયે કુશળા.

નદિ, ગજા, સિદ્ધની કગા, સ્ત્રી, લક્ષ્મી એટલી વસ્તુઓનો પોતાના ઘરનુ કલ્યાણ ઇચ્છનારે અત ન લેવા તે વસ્તુઓનો અત લેવાથી પરિણામ બુરૂ આવે છે

૩૪

ઉગમણોથી ઉપડી, આથમણો જે જાય;
સાંભળને સાંગણશી, કાળો મોં કહેવાય.

ઉગમણા દુશ્મનો ગયા હોય અને પોતે તે તરફ જવાનું કહી' એથી ઉલટો દુશ્મનોથી ડરીને આથમણો જાય તેનુ મોઢુ હે સાંગણશી કાળુ છે—તે કાળા મો વાળો કહેવાય છે.

૩૫

અંગથી ઉભટીયા ઈ, ઉગતા રૂડા કેવાય;
સાંભળને સાગણશી, કાળા વાળ કેવાય.

અંગની અદરથી ઉગતા જે કાઈક ભાગ દેખાય છે પણ પાછળથી ઠીક ન લાગે તે વાળ પણ હે સાગણશી કાળા હોય છે.

३६

लज जो रख तो जीव रख, लज वीणु जीव न रख;
सांया माशुं एटलो, रख तो बेय भेळां रख.

हे ईश्वर, तारा पासे एटलुं ज मागुं छु के आ दुनीयामां जीवता सुधी लाज कायम राखजे लाज विनानुं जीवतर जीवाडीशमा कारण के लाज विनानुं जीवतर नकामुं छे.

३७

सींह संगम मृग केसरी, केळ फळे एक वार;
त्रीया तुरंग हमीरहठ, चडे न दुजी वार.

सींहनो संगम एक ज वार थाय छे मृगनी कस्तुरी एक ज वखत तेनी नाभिमा पाके छे अने केळ एक ज वार फळे छे. तेवी ज रीते स्त्री, घोडो अने हमीरनो हठ एक वार लेवाइ गयो तो फरी ए छूटतो ज नथी

३८

सुणतल कान न मानीइ, नजरे जोयां साच;
त्रण भाग्या संधाय नहि, मन मोती ने काच.

कानें सांभळी वात मानवी नहि. नजरे जोयेली वात ज साची होय छे. मन मोती अने काच त्रणे भांग्या पछी कोइ रीते सांधी शकाता नथी माटे कोइ वाते उतावळ करवी नहि.

३९

सामेरी सायर उमटयो, रतन तणाणा जाय;
करम हिणो कर वापरे, शंखले मुठ भराय.

रत्नोनो आखो समुद्र उमटयो होय अने तेनी अंदर अनेक रत्नो तणाना जाता होय ते लेवा प्रयत्न करतो छता कर्म हीणा मनुष्यनी मुठीमा शंखला ज आवे छे, रत्न सांपडतुं नथी

૩૬

કાયા જાજો સાબદી, નાક મ જાજો નકખ;
પાણી મ જાજો પાવળું, લોહ હાલે મર લકખ.

આખી કાયા ભલે નાશ પામતી પરંતુ નખ જેટલું નાક જશો માં. લોહીનાં પરનાળાં ભલે ચાલ્યા જાય પરંતુ એક પાવળું પણ પાણી ન જાય.

૩૭

ગામ લટે ગઢ પાલટે, ધરા પલટી જાય;
શાહ પુરૂષનો બોલવો, વચન પલટી ન જાય.

ગામ બદલી જાય, ગઢ પલટી જાય તેમજ પૃથ્વી આ પડથી બીજે પડ થઇ જાય તો પણ મર્દોનું વચન કદી પલટતુ નથી.

૩૮

મોતી ભાંગે વિંધતાં, મનડું વેણુ કવેણુ;
તુરી ભાંગે ટેપાવતાં, સાંધો ન લીયે શેણ.

મોતી વીધતાં ભાંગે છે, માણસનું મન ખરાબ વચનથી ભાંગે છે તેમજ ઘોડો ઠેકાવતાં ભાંગે છે–તે પાછાં ફરીને ક્યારે ય સંધાતાં નથી.

૩૯

સામેરો સમય વીત ગયો, જાણ્યો નઇ જુગદીશ;
નાળ જનની કાટીયો, કયું કાટયો નહિ શીશ.

દુનીયાની આળપંપાળમાં વખત વીતી ગયો અને ઇશ્વરનું ભજન ન કર્યું તેવા મનુષ્યની માતાએ બાળકના જન્મ વખતે તેનું નાળ કાપતાં માથું કેમ ન કાપી નાખ્યું ?

૪૦

મનના જેને માર, લોહી કાઉ લેખે ચડે,
સિદ્ધ ભુલ્યો સંસાર, મલકમા માતો ફરે.

જેને મનમા ચિતાના માર પડે છે એના શરીર પર લોહીનો છાંટો પણ ચડતો નથી પણ જે પુરૂષ સાધુ થઈ મમારને ભૂલી જાય છે એ જ જગતમા મસ્ત થઇને ફરે છે

૪૧

ચડતા શીર ઉપર ચડે, ઉતરતા અળગા થાય,
ઉતર્યા કલક ચડે, ઈ મરણભર માથે રહે.

ચડતા એટલે યુવાન અવસ્થામા શીર ઉપર ચડેલુ કલક વૃદ્ધાવસ્થામા ઉતરી શકે છે પરતુ વૃદ્ધાવસ્થામા જીદગીને છેડે ચડેલુ કલક મરતા છતા પણ જતુ નથી

૪૨

દીઠો નહિ દાયરો, ન દીધા મેમાનુ ને માન,
ઈ જમપુરીમા જાણ, કેણે આપી કંથડા ?

જેણે દાયરો કોઇ દિવસ જેયો નથી મેમાનને માન આપ્યા નથી એની એના મરણ વખતે જમપુરીમા કોણે ખબર આપી હશે ?

૪૩

પાતળ પેરણુ ભલચડણુ, સોમ ત્રીયા જગભલ,
લાલચ કર્યે લભે નઇ, લખ્યા હોય જે લલ

પહેરવાને પાતળા સુંદર વસ્ત્રો, ચડવાને સાર ઘોડુ, સારી જમીન, મનહરણ કરનારી ભલી સ્ત્રી એટલી વસ્તુઓ લાલચ કરવાથી કે ગમે તેટલી પ્રવૃત્તિ કરવાથી મળતી નથી પરતુ ભાગ્યમાં લખી હોય તો જ પ્રાપ્ત થાય છે

૪૦

સુખે ન સુવે ત્રણ જણા, કોને સખી એ કીયા;
પ્રીતવછોયા બહુ રણા, માથે વેર ખટુકે ઘણા.

હે સખી જે ત્રણ જણા આ જગતમા સુખથી ઉંઘી શકતા નથી તે કોણ ? ( જવાબ મળે છે ) પ્રેમીનો વિયોગ થયો હોય, માથે કરજ હોય, અને જેને માથે ઘણા દુશ્મનો હોય તે ત્રણ જણા સુખે નીંદર લઈ શકતા નથી

૪૧

કાળપ મૂકે કેશ, મન કાળપ મૂકે નહીં;
વીપરીત થતાં વેશ, વે ગયે વલખા રહ્યાં.

વાળ પોતાની કાળપ મૂકી દે છે છતા મન કાળપ મુકતુ નથી જો કે વાળની કાળપ જતા અને વેષ બદલાતા ફક્ત વલખા મારવા જ બાકી રહે છે બાકી બધુ ચાલ્યુ જાય છે

૪૨

કંથડા રણમેં ન ચડયો, દાન કછુ નહીં દીન,
વસતે નગર ન જાણીયો, જમકું કેણે કીન.

( કાયર કથને સ્ત્રી કહે છે ) હે કથ, કોઈ દિવસ રણમા ચડયો નહિ, ગરીબોને કાઇ દાન દીધુ નહિ, વસતા નગરમા કોઇએ જાણ્યો નહિ છતા જમને કોણે ખબર આપ્યા ( જમ કેમ કરીને લઇ ગયા ? )

૪૩

ઘોડું ઘુઘટ મીન જળ, લજકુળ અસ્ત્રીયા;
એતા માડી ન શીખવે, કુદંતા કો રંગા.

ઘોડાને ચપળતા ( ઘુઘટની મર્યાદા ) માછલાની પાણી સાથેની પ્રીત, સ્ત્રીને કુળની લાજ, અને હરણને કુદવાનુ એટલા વાના માતા શીખવતી નથી પરંતુ કુદરતી જ પ્રાપ્ત થાય છે

૪૪

આભા ગડે વીજા ઝબે, પવન ઉડાડે ખે,
જગ બધાને જીવાડવા, મહીપત આવ્યો મે.

આકાશમાં વીજળીના ઝબકારા સાથે વાદળાની ગર્જના થાય છે, પૃથ્વી ઉપરથી રજ ઉડી જાય છે ત્યારે આખા જગતને જીવાડનાર વરસાદની શરૂઆત થઇ છે તેનુ સૂચન થાય છે

૪૫

ખાવ ખવરાવો ખુબીયું, લાવુ ગીને જા લોક,
થોડે ઘણેય દીહડે, ઇતે રાન્ધુ કોક

આ જગતમા આવીને ખાતુ ખવરાવવુ અને આનદ કરવો એ જ ખરો લાભ છે કારણ કે થોડા કે ઘણા દિવસો પછી સૌને નાશ પામવુ છે

૪૬

વાતુ રેશે વીર, ભલપું તણી જ ભાણુના,
પડશે પંડ શરીર, પરસર ગઢ પડશે નહિ

આ જગતમા હે ભાણુના કુમાર વીર પુરુષોની વાતો રહી જાય છે. શરીર પડે છે પરતુ કીર્તિનો ગઢ પાડયો પડતો નથી—અજર અમર છે

૪૭

નાને નાને જીવસે, બડી ન કરીયે બાત,
પાશેરે કે ઠામમે, શેર કીયુ સમાત.

નાના દીલના માણુસ પાસે મોટી ( ખાનગી ) વાત કોઇ દિવસ કરવી નહીં અને કરીએ તો પરિણામ ખરાબ આવે છે કારણ કે પાશેરના વાસણમા શેર કોઇ દિવસ સમાતુ નથી.

૪૪

આભાં ગડે વીજાં ઝબે, મોરાં કરે મલ્હાર;
જગ બધાને જીવાડવા, આવ્યો મેહ ઉદાર.

આકાશમાં ગર્જના સાથે વીજળી ચમકે છે, મોરલાઓ સાંકળીના ત્રણ ત્રણ કટકા કરી જાણે મલ્હાર રાગ છેડતા હોય તેમ ટહુકાર કરે છે ત્યારે જગત આખાને જીવાડનાર ઉદાર વરસાદ આવે છે.

૪૫

લાંગા લાવ સંસારની, દીયા ભજીયા દોય;
ન દીયા ન પ્રભુ ભજીયા, ગયા જમવારૂં ખોય.

હે લાંગા, દાન દેવું અને ઇશ્વરનું ભજન કીર્તન કરવું એ બેજ આ સંસારના ખરા લાભ છે. જેણે દાન ન દીધું તેમજ ઇશ્વરને ભજ્યા નહિ તેણે જન્મ વૃથા ગુમાવ્યો જાણવો.

૪૬

જીવતાં લગ જેર ન થીંયે, સાકર હુંદા શેણ;
મરી જાવું માનવીયાં, રેશે ભલપણ વેણ.

હે સજ્જન પુરૂષો આ જગતમાં જીવતાં સુધી સાકર જેવા થઇને રહેવું ઝેર ન બનવું કારણ કે મરી ગયા પછી પણ માણસનાં ભલપણનાં વચનો કાયમ રહી જાય છે.

૪૭

વાતડી સું હૈયામાંય, વધીને વડ થીયું;
સજ્જન સાથ મળ્યા નઈં, દુરીજનને ન કયું.

દીલની ખાનગી વાતો અંતઃકરણમાં વધીને જ વડલા જેવડી મોટી થઇ ગયેલી છે. કારણ કે તે વાતો કહેવાને કોઈ સજ્જનનો સાથ મળ્યો નહીં અને દુર્જનને કહી શકાય તેમ ન હોવાથી ન કહી, એટલે મનની મનમાં જ રહી.

૪૮

કામી કુળ ન ઓળખે, લોભી ન જાણે લાજ;
મરણ વખત ન ઓળખે, ભૂખ્યો ખાય અખાજ.

કામી પુરૂષ કુળને ઓળખતો નથી, લોભીને લાજ હોતી નથી, મૃત્યુ આવે ત્યારે તે વખત કવખત ઓળખતું નથી, અને ભૂખ્યો માણસ કાંઈ નહિ ગણતાં છેવટ અખાજ પણ ખાય છે.

૪૯

દુબળ પણ દેખીને, કુશળ પુછે નહીં કોઈ;
સબળ પૂછે સબ કોઇ, ઇથી માત્રા માતલ ભલા.

દુબળા માણસને કુશળ સમાચાર પણ કોઇ પુછતુ નથી. સૌ સબળનેજ પૂછે છે. એટલે હે માત્રા, આ દુનીયામાં સબળ એટલાજ સારા મનાય છે.

૫૦

સેણુ સગાયું કીજીયે, જેવી કુળની રીત;
સરખે સરખા વેરીયે, વેર વેવાઈ પ્રીત.

હે સજ્જન, જેવી કુળની રીત હોય તેવુ જ સગપણ ગોતવું. વેરી, વેવાઇ અને સ્નેહી સરખે સરખા ગોતવા કારણ કે એ બધુ સરખા વચ્ચે જ કાયમ નભે છે.

૫૧

ભલપણાઇ ભાળે નહિ, હીણા કુળનું હોય;
સર વાઢી સારપ કરે, ગોલાંને ગણ નો'ય.

હલકા કુળનું હોય તે સારમાણસાઈ જોઈ શકતુ નથી. તેના માટે માથું વાઢીને ભલાઈ કરો તો પણ એ ગોલાંને ગણ હોતો નથી.

૪૮

કામી પ્રભુને ભજે નહિ, જુએ ન વેશ્યા જાત;
ડાકણને દયા હોય નહિ, ઘોસે પડે ન ભાત.

કામી પુરૂષ પ્રભુનું ભજન કરતો નથી. વેશ્યા જાત ભાત જોતી નથી, ડાકણને દયા હોતી નથી અને જાત વિના ભાત પડતી નથી.

૪૯

છતને તો છાંયા ઘણી, અછતને કોણ આપે;
અજો કહે ઓલવાણી, ટાઢી કોણ તાપે.

જ્યારે સંપતિ હોય છે ત્યારે સૌ કોઇ છાંયા કરે છે વિપત્તિ વખતે કોઇ કાંઇ આપતું નથી. અજો કહે છે ઓલવાઇ ગયેલી ટાઢી સગડીને કોઈ તાપતું નથી.

૫૦

કાંઉ કઘર કરે, કઘરે દલ કોળે નઇ;
ઇથી ઉઘરાં અમે, સુરના સોના સારખાં.

ખરાબ સ્ત્રી સાથે જીંદગી જોડવાથી દીલ પ્રફુલ્લીત બનતુ નથી માટે ખરાબ સ્ત્રીની સાથે ઘરવાસ માંડવા કરતાં સ્ત્રી વિનાની જીંદગી વીતાડી દેવી તે જ હે સુરના સોના જેવી છે.

૫૧

ગણ ઉપરજ ગણ કરે, ઇ તો વેવારાં વટ;
અવગણ ઉપર ગણ કરે, ઇ ખરી ખત્રીયાં વટ.

ઉપકાર ઉપર ઉપકાર કરવો એ તો વ્યવહારિક વાત છે પરંતુ અપકાર ઉપર ઉપકાર કરવો એ ખરૂં ક્ષત્રિયવટનુ ભૂષણ છે.

૫૨

મચકે પગલા માંડતી, લચકે પીઠનો લંક,
સલજ હાસ કર સુંદરી, દાડમ કળી દમક.

મચકભર પગલા માડી ચાલે છે, કેડનો વાંક વળી જાય છે, લજ્જા સહિત સુદરી હાસ્ય કરે છે ત્યારે દંત પંક્તિ દેખાય છે તે જાણે દાડમની કળીઓ ચમકારા મારતી હોયની તેમ ભાસે છે

૫૩

ઘર ઘોડી પિયુ અપચળો, વેરી વાડે વાસ,
નતના વાગે ઢોલડા, કયા ચુડલાની આશ !

ઘેર પાચેક હજારની ઘોડી બાધી છે, પતિ તોફાની છે વેરી એોના પાડોશમા વસવાનુ છે અને હમેશા તરઘાયા જુખીયા ઢોલ વાગતા સભળાય છે તેમા સ્ત્રીને ચુડલાની આશ કયાથી હોય ?

૫૪

સરવર સુકાણુ ખડીયું પીયું પીયરથી દુખાણુ,
માન સરોવર હંસલા, ઇ વનવન વીખાણુ

સરોવર સુકાઇ જઇને અંદર ખડીયા પડી ગયા છે જેથી પોતાના પીયર રૂપ ગણાતા સરોવરથી દુભાઇને માનસરોવરમા રહેનારા હંસો અત્યારે વનેવનમાં ભટકે છે

૫૫

કગર મગર ને કાચબાં, જલ સૂકે ચલ જાય,
સાચો સ્નેહ મીનકો, જલ સૂકે મર જાય

કરચના, મગરો અને કાચબાઓ પાણી સુકાતા ચાલ્યા જાય છે પરંતુ સાચો પ્રેમ તો માછલીનો જ છે કારણ કે તે પાણી સુકાતાં સાથેજ મરી જાય છે

૫૨

કામની સુકર કઢીયા, કરી ચુડીયાં કંકોળ;
પાંદડે પાંદડે પ્રગટે, કેશુડાં રાતાં ચોળ.

સુંદરીએ કંકુવરણી ચુડીઓ પહેરેલ પોતાનો સુંદર હાથ બહાર કાઢ્યો તે ખાખરાના ઝાડને પાંદડે પાંદડે જાણે કે રાતાંચોળ કેશુડાં ખીલ્યાં ન હોય તેવો લાગે છે.

૫૩

ઘર ઘોડી પિયુ અપચળો, અરીયાં તણો ગરડ;
હજુ છોડે નહિ સાયબો, મુછાંય તણો મરડ.

ઘેર સારી કાઠિયાવાડી ઘોડી બાંધી છે, પતિ તોફાની છે, ચારે કોરથી દુશ્મનોએ ઘેરો ઘાલ્યો છે છતાં મારો સાહ્યબો પોતાની મૂછનો મરોડ છોડતો નથી.

૫૪

સરવર હંસ મનાવી લે, નેડો છે તાં ક્રોડ;
જેનાથી રૂડા લાગીએ, એથી તાણી મ તોડ.

હે સરોવર હજુ તારા પ્રત્યે તેમની પ્રીત છે ત્યાં સુધી દોડીને હંસને પાછા મનાવી લે કારણ કે જેનાથી આપણે રૂડાં લાગીએ તેની સાથે તાણીને પ્રીત તોડવાથી મઝા નથી.

૫૫

કાદવના કટકા માન, નીરથી નોખા પડે;
હઠ હૈયા હેવાન, સજણ ગયાં સાજાં રીયાં.

પાણીથી વીખુટા પડતા કાદવ જેવા પદાર્થના પણ કટકા થઈ જાય છે તો સજ્જનનો વિયોગ થતાં છતાં ન ફાટી જનાર હેવાન પીશાચી દીલોને ધીક્કાર છે.

૫૬

ઇ ભેણી ઈ ભુંગળા, ઇ કલા અને કોટ,
હસ હતા ઇ હાલ્યા ગયા, લોકુંની દોટમદોટ

એ મમતો, એ મીલ્કત, એ કિલ્લા આજે એવા ને એવા છે પણ હસ સરીખડા માનવીઓ તેમા વસતા તે પણ ચાલ્યા ગયા અને હવે તો મૂર્ખ લોકોની દોટાદોટ રહી છે

૫૭

ભેંકાર લાગે ભોયરૂં, ધરતી ખાવા ધાય,
ઓઢા વિના એકલુ, કનડે કેમ રેવાય

પતિના સહવાસમાં જે ભોયરૂ એક દિવસ સુંદર લાગતુ તે અત્યારે ભયંકર લાગે છે આ ધરતી જાણે કે ખાવા દોડે છે ઓઢા વિનાનુ એકલુ માગથી આ કનડા ડુંગરમા કેમ કરી રહેવાશે ?

૫૮

ભાદર કાંઠાની ભેંસ ભલી, વેણુ ગાય વખાણુ,
કાઠિયાવાડની કામની, બરડા ચંગો જુવાન

ભાદર નદિના કાંઠાની ભેંસ સારી થાય છે, વેણુ નદિના કાંઠાની ગાય વખાણાય છે તેવી રીતે કાઠિયાવાડની સ્ત્રી અને બરડાનો યુવક વખણાય છે

૫૯

મતલબની મનવાર, જગત જમાડે ચુરમા,
વણ મતલબનો ચાર, રાબ ન આપે રાજીયા

જ્યારે કાંઇ પણ સ્વાર્થ હોય ત્યારે આખુ જગત ચુરમાની રસોઇ જમાડે છે પરંતુ જ્યારે કાંઈ પણ સ્વાર્થ ન હોય ત્યારે રાબડી પણ કોઇ ખવડાવતુ નથી

૫૬

ઘુરૂં ઇ નઇ ઘરાં, અણઘુરાં લોકો ઘણાં;
મંદર માહુયે ભર્યાં, આંઉં તાકે કુરો કરાં ?

જેને હું શોધુ છું તેવાં માણમો ઘેર નથી. જેને હું શોધતો નથી તેવાં લોકો ઘણાં મળી આવે છે. આખાં મંદિરોનાં મંદિર મનુષ્યોથી ખીચોખીચ ભર્યાં છે પણ હું તેને શું કરૂં ?

૫૭

પુનમ ચંદો ઓળાશીયો, વીજળ જાબુટી થરાં:
ઓઢો લાગે અણોસરો, હોથલ નહીં ઘરાં.

આકાશમાં અત્યારે પુર્ણીમાનો ચંદ્ર મોળે કળાથી પ્રકાશ્યો છે, વીજળીના જાણે કે જબકારા થઈ ગયા છે તેમાં હોથલ ઘર આંગણે નથી તેથી ઓઢો અત્યારે અણોસરો ( ગરીબ ) બની ગયો છે

૫૮

કા ઠિ યા વા ડ ની કામની, હુમકતી માથે હેલ;
ભરી બજારે નીકળે, ઢળકતી જાણે ઢેલ.

કાઠિયાવાડની સ્ત્રી માથા ઉપર નિર્મળાં જળથી છલકતી હેલ લઈ ભરી બજારે નીકળે છે ત્યારે ઢળકતી ઢેલનાં કોઈ કલા ભર્યાં સૌંદર્યની યાદ કરાવે છે.

૫૯

સ ત હી ણો સરદાર, મતહીણા રાખે મનુષ:
અંધ ઘોડો અસ્વાર, રામ રખાપાં રાજીયા.

સત્ય વગરનો રાજા હોય, અને બુદ્ધિ વિનાનાં માણસોને પોતાની પાસે રાખે તેની ગતી આંધળો ઘોડો અને આંધળા સ્વારના જેવી થાય છે. અને હે રાજીયા તેનો રામ સિવાય રખવાળ બીજો કોઈ નથી.

૬૦

કોયલ કેરી ના ચખે, શ્રાદ્ધ કાગને રોગ,
ભાગ્ય વિન કાંસે મળે, બઠા વસ્તુકા ભોગ.

કોયલને કેરી ચાખવા મળતી નથી કાગડાને શ્રાદ્ધના વખતમા જ રોગ થાય છે કારણ કે મોટી વસ્તુઓના ઉપભોગ ભાગ્ય વિના મળી શકતા નથી

૬૧

પુરુષ નહિ બળવાન હૈ, સમો એજ બળવાન;
વાળ સુગ્રીવના વેરમાં, ક્યાં ગયોતો હનુમાન.

પુરૂષ બળવાન નથી સમય બળવાન છે. વાળી સુગ્રીવના વેર વખતે હનુમાનજી ક્યાં ગયા હતા. અર્થાત્ સુગ્રીવની સાથે જ હતા પરંતુ વાળીને કાઇ કરી શકયા નહિ

૬૨

જનની જણ તો ભકત જણ, કા દાતા કાં શુર,
નઇતર રેજે વાઝણી, મત ગુમાવે નુર.

હે માતા જન્મ આપતો ભક્ત, દાતાર કે શુરવીરને જન્મ આપજે નહિ તો વાઝણીજ રહેજે પરંતુ તારા તેજને ગુમાવીશ મા

૬૩

આવ્યાં ને આદર નહીં, નઇ નેણમાં નેહ,
કંથડા ઇ ઘર ન જઇએ, મરે વરસે કચન મેહ.

આવનારને જ્યા આદર આવકાર અપાતો નથી, નયનમાં સ્નેહ ચમકતો નથી તે ઘરે સોનાના વરસાદ વરસતા હોય તોપણ હે કંથ જવુ નહિ

૬૦

બીભિષણુને લંકા દીયે, દીયે હનમેકું તેલ;
કયા કરે રૂગનાથજી, ખરા નસીબના ખેલ.

બીભીષણને લંકા દીધી તેણેજ હનુમાનને તેલ આપ્યું. એમાં રૂગનાથજી પણ શું કરી શકે કારણ કે નસીબના ખેલ માયા છે,

૬૧

નર પાસે નર આવત નહિ, આવત દિનકે પાસ;
એ દાડા કેમ ભૂલીયે, ભણે ભવાનીદાસ.

માણસની પાસે માણસ આવતા નથી પરંતુ સારા દિવસોની પાસે માણસ આવે છે. માણસના સારા દિવસો હોય ત્યારે સૌ આવે છે. માટે ભવાનીદાસ કહે છે કે એ દિવસોને કેમ ભૂલાય ! !

૬૨

જનની જણ તો ભાગ્યવંત, પૂછી જો ગુણવંત;
ભાગ્યવંત કે દ્વારપે, ઓત ખડે ગુણવંત.

હે માતા, જન્મ આપ તો ભાગ્યવંત બનાવજે. બીજે સ્થળે જન્મ આપીશ માં. કારણુ ભાગ્યશાળીને આંગણે અનેક ગુણવાળા-ઓને ખડે પગે ઉભા રહેવું પડે છે.

૬૩

જ્યાં આદર જ્યાં આવકાર, નેણુમાં જ્યાં નેહ;
ઇ ઘર કંથડા જાઈએ, વરસે ભાલાં મેહ.

જ્યાં દિલથી આદર તથા આવકાર અપાય છે, નયનમાંથી સ્નેહનું અમૃત ઝરે છે, તે ઘેર હે કંથ ભાલાનો વરસાદ વરસતો હોય તો પણ જવું.

3

૬૪

પ્રીત પુરાની હો ગઇ, ઓદા પડીયા ભાવ,
આગે ઉઠકે મીલતા, અબ નહિ કેતા આવ

એક પ્રેમી બીજા પ્રેમીને પુછે છે કે હે ભલા માણસ પ્રીત શુ જુની થઇ ગઇ કે? અને એના ભાવ સાવ ઉતરી ગયા? કારણ કે આગળ તો ૬ આવતો ત્યારે તુ મળવા ઉઠતો અને હવે આવો એમ પણ કહેતો નથી

૬૫

મુછ મેળાવો પાઘડી, ચોથી આતમ જાણુ;
નાનાથી નાવી પાધરી, કેમે નાવે વાણ.

મૂછ, મીલનસારપણુ, પાઘડી, અને ચોથી આત્માની જાણુ એમા જો નાનપણથી સરખો મેળ આવે તો ઠીક નહિ તો પછી કોઇ રીતે મેળ આવતો નથી

૬૬

જોગી ભોગી વૈદ રોગી, શુરા પુ ઠે ધાવ,
કીમીયો કરી ભીખ માગે, ખોટા ખતા ખાવ.

જોગી થઇને ભોગની આશા ગખે, વૈદ રોગી થાય અને શૂરવીરની પાછળ દોડવુ, કીમીયો કરીને પછી ભીખ માગવી તે બધી ખોટી ખતાઓ ખાવા જેવુ છે.

૬૭

લાખું લ ગોટી તણા, કા ળી યા ના ફે રા,
દ ળ વા દ ળ ડે રા, મેં ભાળ્યા નઇ માનડા.

લાખો લ ગોટીઓ સાધીને એકઠી કરવામા આવે તો પણ તેમાથી ગગન ચુંબીત ત બુઓ, હે માનસીહજી, બની શકતા નથી.

૬૪

પ્રીત પુરાની ના થીયે, જો સજ્જન સેં લાગ;
સો વરસ જળમેં રહે, ચકમક તજે ન આગ.

પ્રીત સજ્જન પુરૂષ સાથે થઇ હોય તે કદી જુની થતી નથી. સેંકડો વર્ષ સુધી જળમાં રહેવા છતાં ચકમક આગને તજતું નથી તેમ સાચા પ્રેમીનો પ્રેમ સદૈવ કાયમ રહે છે.

૬૫

તાણી બાંધવી પાઘડી, જીવતા લેવા નખ;
પેરવાં ટુંકાં પગરખાં, ત્રણે અણુસરજ્યાં દખ.

સખત પાઘડી બાંધવી, જીવતા નખ લેવા અને ટુંકાં પગરખાં પહેરવાં તે ત્રણે ય અણસમજ્યાં દુઃખ છે.

૬૬

કવિ ચિતારો ગારડી, વળી વીશેકે ભટ;
ગાંધી નરક સીધાવીયા, વૈદ બતાવે વટ.

કવિ, ચિત્રકાર, ગારડી, ઉપરાંત બ્રાહ્મણ તથા ગાંધી સૌ નરકે ચાલ્યા ગયા અને વૈદ્ય પણ ખોટી ખોટી દવાઓ બતાવે છે પરંતુ એ બધા બીજાના માટે કહે છે પોતે આચરણમાં મૂકતા નથી.

૬૭

ક્રોડ લંગોટ ભેળી કરે, હારે ખીલવે તાર;
બને નહિ સરદાર, મોટા તંબુ માનડા.

હે માનસીંહજી એક ક્રોડ લંગોટીને એકી સાથે ખીલવામાં આવે તો પણ તેનો તંબુ બની શકતો નથી.

## ૬૮

ભાગ્યું જો ભભુતના, લંગરી લાકુ થાય,
ખાંડું ખાળામાય, કોણ મોઘીયું વોરે માનડા.

હે માનસીંહજી, રાખના જો લાડવા થતા હોત તો મોઘા ભાવની ખાડ કોણ લેવા જાત ?

## ૬૯

નેન કટારી જો લગે, સો નર જીવત નાય;
કબહુ જીતે રહે તો, અન જળ ખરે ન ખાય.

સ્ત્રીના નયન રૂપી કટારી જેને લાગે તે માણસ જીવતો નથી અને જીવે તો સુખેથી અન્ન જળ ખાતો નથી

## ૭૦

આવેલ અવળે આકડે, સવળા કેમ સુવાય,
મત દીધે માને નહિ, કમતે મન કોળાય.

જે માણસ અવળા આકડા કર્મમા લખાવી જન્મ્યો હોય તેને સવળુ કાંઈ સારૂં લાગતુ નથી સારો મત તેને રૂચીકર લાગતો નથી કુમતથી જ તેનુ મન પ્રફુલ્લીત બને છે

## ૭૧

કરત કરત અભ્યાસસે, જડમત હોત સુજાન,
રસડી આવત જાત હૈ, શરપર કરત નિશાન,

અભ્યાસ કરતા કરતા જડ બુદ્ધિવાળો માણસ પણ ડાહ્યો બની જાય છે જેવી રીતે કોમળ રાસડી ચાલુ આવનજાવનથી પત્થર જેવા કઠણ પદાર્થ ઉપર નીશાન કરી દે છે

૬૮

એરડ નર લોભી અવર, પન જબરાં પોલાર;
ઝાલે સીંહલના ઝાડ, મેગળ ટલા માનહા.

લોભી માણસો એરડાના ઝાડ જેવા હોય છે જેના પાન ઝગમગ હોય છે પરંતુ હાથીના ટલ્લોગ તો સીંહલદ્વીપના વિશાળ વૃક્ષો જ ખમી શકે છે આ એરડા નહિ

૬૯

સાગર બુડતા નીકળે, જો કુછ તારો હોય,
ઇશ્ક સાગરમેં ડુબે, તરી શકે નહિ કોય.

મોટા સમુદ્રમા ડુબતા છતા તેમાથી તરનારો માણસ હોય તો તરીને નીકળી શકે છે પરંતુ ઇશ્કના સમુદ્રમાં ડુબેલો તરીને નીકળી શકતો નથી.

૭૦

દેખે ખરા દીલથી, દીધી મત કેટલી હોય;
લાંગાળો નૈયડ કરે, તરી સકે નઈ તોય

ખરા દિલથી જુએ તો ગોધની આપેલી મતી કેટલુક કામ કરી શકે ? કરચલો પાણીના કીચડમાં જ રહે છે તેને ગમે તેટલુ શીખવાડો છતા પાણીમાં તરી શકતો નથી.

૭૧

પ્રિય બોલવો સુજનતા, શુર દાતારી પંથ;
નહિ સતા અભ્યાસની, વિના કૃપા ભગવંત

પ્રિય બોલવુ, સજ્જનતા, શુરવીરતા, અને દાન આપવું એટલી વસ્તુઓ ઇશ્વરની કૃપા વિના બીજી કોઇ પણ સત્તાથી પ્રાપ્ત નથી થતી.

૭૨

પોટા પાખુ પખે, જેઠી રાણુ જીવાડીયા,
પા ખુ પ ર વ ર તે, ભોમ ઘણેરી ભાણુના.

પક્ષી પોતાના પાખ વિનાના બચ્ચાંને મોઢામા ચણ દઇને મોટુ કરે છે અને પાખ આવતા પાખવતી ગમે ત્યા જઇ નિર્વાહ ચલાવી લે છે તેમ હે ભાણુના પુત્ર હવે બધી શકિત પ્રાપ્ત થતા અમારા માટે ઘણી ભૂમિ પડી છે ત્યા જઇ નિર્વાહ ચલાવશુ

૭૩

જેઠ કોરો જાય, ખંડમાં ખટકે નહીં,
અષાઢ દી એક જાય, વસમો લાગે વેરડા.

આખો જેઠ માસ વરસાદ વરસ્યા વિનાનો કોરો જાય તો જગતને બહુ ખટકતુ નથી પરતુ હે વેરડા અષાઢ મહિનાનો એક પણ દિવસ વરસાદ વિનાનો જાય તો તે સહુને વસમો લાગે છે

૭૪

આબો અમૃત ઝાડ, પબેડો પોગે નહિ,
સુડાની પાડેલ શાખ, ભોય પડી ભાવે નહિ

આમો એ અમૃત મરખુ ઝાડ છે એને જો પબેડો પહોચે નહિ તો સુડાની ચાંચો મારેલી અને પૃથ્વી ઉપર પડેલી શાખો ભાવતી નથી

૭૫

સરગથીય સોહામણુ, માનવીને મૃત લોગ,
બે ત્રણ ગાળું બુરીયુ, જરા મરણ વિજોગ

મનુષ્યોને મૃત્યુલોક સ્વર્ગથી પણ સુદર છે પરતુ વૃદ્ધાવસ્થા મરણ અને વિયોગ એ ત્રણ વસ્તુઓ એમા અતિ દુ ખદાયક છે

૭૨

જેઠવા જનમ થતે, માળા મૂકેલ નહિ;
પાખડીયું પરવરતે, ભોમ ઘણેરી ભાણુના

હે જેઠવા, પક્ષીનો જન્મ થતા પાખુ વગરનુ હોવાથી જેમ માળાને છોડી બીજે જઇ શકતુ નથી તેમ અમોએ પણ આજ સુધી ઘર છોડયુ નથી પરંતુ હવે પક્ષીને પાખો આવે તેમ અમો પણ મહાકત થતા હે ભાણુના, અમારા માટે ઘણી ભૂમિ ખુલ્લી છે

૭૩

ભલકારો ઇ ભલા, શુરવીરને જ સોહાય;
માઠા માથા માય, વસમો લાગે વેરડા.

ભલકારાના વચનો શુરવીરને માગ લાગે છે પરંતુ હે વેરડા માઠા–કાયરના માથામા તો ભનકારાના વચનો પણ શૂળના જેવાં લાગે છે

૭૪

નિર્મળ પીયો નીર, મીઠા મધવતી તણા,
સુગાળુ થાય શરીર, વેણુ જળ વાસે રીયા

મધવતી નદીના ચોકખા અને મીઠા પાણી પીયો હે શરીર હવે સુગવાળુ થામા કારણુ કે વેણુ નદીના જળ હવે તો બહુ પાછળ રહી ગયા હવે તો મધવતીના પાણી જ પીવાના છે

૭૫

સરજે સરજનહાર, તુ પર સરજે નહિ,
ખબર પડત કીરતાર, વાલાના વીછા પડે

હે સરજનહાર, તે બધ્યુ સરજ્યુ પરંતુ તુ પોતે સરજાયો નહિ નહિંતર પૃથ્વીમાં આવીને વહાલાનો વિયોગ થયો હોત તો તેમા કેટલુ દુખ છે તેની ખબર તને પડત

૭૬

દી ફેરવે દીકરા, કા વહુ ને કા વરા,
કા ગામના ગરાસીયા, કા ભાયાતું ખરા

દિકરા, વહુવારૂઓ, મોટા મોટા વરા ગામના ગરાશીયા અગર ભાયાત એ ખરાબ થયા હોય તો માણસનો દશકો ફેરવી નાખે છે

૭૭

જીતે કુંજુ કાળીયું, જીતે ધોળા કગ,
ઇથીયે પાછેરા પગ, ડખરી ભરાવે દેવડા.

જ્યા કાળી કુંજડીઓ છે અને ધોળા કાગડા છે એવા દૂર દૂરના દેશથી પણ વિશેષ દૂર પેટના કારણે હે દેવડા જવુ પડે છે

૭૮

જે નર રૂપે આગળા, તે નગણા નવ હોય,
પોપટ પાળે પાજરે, કાગ ન પાળે કોય

જે નર રૂપાળા હોય તે ગુણ વિનાના હોતા નથી એટલા જ માટે પોપટને સૌ કોઇ પાળે છે કાગડાને કોઇ પાળતુ નથી

૭૯

નેણે નરખ્યો ઘી ભલો, કયા સુખ ખાયો તેલ,
ચાતુર સે ઝગડો ભલો, બુરો મુરખ સે ખેલ.

ઘી ભલે ખાવા ન મળે તો આંખથી જોવા મળે તો બસ છે, તેલ ખાવાથી પણ શુ વળે ? તેમ ચતુર પુરૂષ સામેની તકરાર પણ સારી છે અને મૂર્ખ સાથેની રમત પણ હાનિકારક છે

૭૬

દી વાળે કાં દીકરા, કાં ધોરી કાં ધરા;
કાં તો વણુના જીંડવાં, કાં ઝાકળીયા ખરા.

સુપુત્ર, સારા બળદ, સારી જમીન, કપાસ અને તલ એટલાં વાનાં માણસનો જતો દિવસ પણ ટકાવી રાખે છે.

૭૭

તેરી રોઝી તુને ઢુંઢશે, રખ જીવડા આરામ;
દાણે દાણે મેં લખ્યો, ખાનારે કો નામ.

હે ઉત્પાતી જીવ તું શાંતિ રાખ કારણ કે તારી રોઝી તુને શોધતી આવશે. તારા નશીબના દાણા દાણામાં તારૂ નામ લખાઇ ગયું છે એટલે કે તારા તકદીરમાં છે તે તને મળવાનું જ છે.

૭૮

કાગા કાકું લેત હે, કોયલ કીનકું દેત;
મધુરી વાણી બોલ કર, સબકો મન હર લેત.

કાગડો કોઇનું કાંઇ લઇ લેતો નથી તેમજ કોયલ કોઇને કાંઇ આપતી નથી. પરંતુ કાગડો કર્કશ વાણીથી બધાનાં દીલમાં રંજ કરે છે અને કોયલ મધુરી વાણીથી મન હરણ કરી લે છે.

૭૯

ચંદનની ચટકી ભલી, ઓર કાષ્ટકા ભારા;
સજનની એક ઘડી ભલી, મુરખના જ ન મ વા રા.

ચંદનની રહેજ ચટકી પણ સુગંધિત બનાવે છે, લાકડાના ભારાથી કાંઇ વળતું નથી. તેમજ સજ્જન પુરૂષની સાથે એક ઘડીનો સંગ થતાં જે સુમતિ પ્રાપ્ત થાય છે તે મૂરખની સાથે આખો જન્મ ગાળવાથી પણ પ્રાપ્ત થતી નથી.

૮૦

આણુંદ કે કરમાણુંદ, સબસે બડા હે સંપ;
સંપ મટયો પથર મહીં, તરૂવર ઉગત લંપ.

આણુદ કહે છે કે હે કરમાણુદ આ દુનિયામા સર્વથી મોટો સંપ છે સંપનો નાશ થાય તે સર્વને દુખદાયક છે પત્થરમા પણ સંપ ન હોય ત્યારે તેમા મોટા ઝાડવા ઉગી નીકળે છે

૮૧

આણુંદ કે કરમાણુંદ, માણુસે માણુસે ફેર,
એક લાખ દેતાં ન મળે, એક ત્રાંબીયાના તેર.

આણુદ કહે છે કે હે કરમાણુંદ માણસે માણસે ઘણો જ ફેર છે (સજ્જન) એક લાખ રૂપિયા ખર્ચ કરતા મળતો નથી અને (દુર્જન) એક દોઢીયાના તેર મળે છે

૮૨

આણુંદ કે કરમાણુંદ, માણુસે માણુસે ફેર.
એક ઉજડ કરે ગામને, એક વસાવે શેર.

આણુદ કહે છે કે હે કરમાણુદ માણસ માણસમા ઘણો ફેર છે એક જે ગામમા રહેતો હોય તેને ઉજડ વેરાન બનાવે છે અને એક નાના સરખા ગામડાને મોટુ શહેર બનાવી દે છે

૮૩

આણુંદ કે કરમાણુંદ, કોની જાને જાય;
કરમમાં હોય લુખો, તો ચોપડયો કયાથી ખાય.

આણુદ કહે છે કે હે કરમાણુંદ કોની જાનમાં જઇએ કારણ કે એ પણ સદ્‌ભાગ્યમા હોય તો જ જવાય છે કર્મમાં લુખા સુકા ટુકડા હોય તો ચોપડેલો કયાથી મળી શકે ?

૮૦

સંપ કરે કીમત વધે, ઘટ ઘટકે મન રીસ;
થાય આંકને ફેરવે, ત્રેસઠના છ ત રી સ.

સંપ કરવાથી કીંમત વધે છે. અને મનમાં રીસ કરવાથી જેમ ત્રેસઠના આંકડાને અવળા લખવાથી ઘટીને છત્રીશનો આંકડો થઇ જાય છે તેમ કિંમત ઘટી જાય છે.

૮૧

આણુંદ કે કરમાણુંદ, વાતે વાતે ફેર;
એક વાતે વઘન મટે, એક કરાવે વેર.

આણુંદ કહે છે કે કરમાણુંદ વાત વાતમાં પણ ઘણો જ ફેર છે. એક વાત કહેવાથી અનેક વિઘ્નો નાશ પામે છે અને એક વાત કહેતાં વેર વધે છે.

૮૨

આણુંદ કે કરમાણુંદ, માણસ માણસ ફેર;
એક બેસે ગાદીએ, બીજો વગાડે ભેર.

આણુંદ કહે છે હે કરમાણુંદ માણસે માણસે ઘણો જ ફેર છે. એક ગાદીએ બેસે છે અને બીજો એ ગાદીએ બેસવાના પ્રસંગે જ ભેરી વગાડતો હોય છે.

૮૩

આણુંદ કે કરમાણુંદ, ભેદી કેમ ભુલંત;
દશા બદલે ને દી ફરે, આડા ખોપ ખણુંત.

આણુંદ કહે છે કે હે કરમાણુંદ ભેદનો જાણનારો પણ ભુલ ખાઇ જાય છે ત્યારે દશા બદલી જાય, દિવસ ફરી જાય અને અવળા ધંધા કરવામાં એ ઉતરી પડે છે.

૮૪

મળવામા માકપ કરે, ઓળખતાં એ ઘા ણ;
કાઉ પાથરશે પ્રાણ, સાચું સોરઠીયો ભણે.

મળતી વખતે સંકુચીત દીલથી મળે છે તે મોન્ડીયો ન્હે છે કે પ્રાણ શુ પાથરવાનો છે ?

૮૫

કળજુગને જોરે કરી, ચોરે કેળા થાય,
મીઠપ નહિ એમાય, સાચું સોરઠીયો ભણે

કળીયુગના પ્રભાવથી કદાચ ચોરની અંદર કેળુ થાય તો સોરઠીઓ કહે છે કે તેમા લેશમાત્ર મીઠાશ હોતી નથી

૮૬

ગજાવીણુ ગાતર કરે, મોં નાનુ ને મરડાય,
માતમ કેમ મનાય, સાચુ સોરઠીયો ભણે

ગજા વિનાનુ ખોટુ અભિમાન કરીને પોતાના નાના મોઢાથી મરડાય તો પણ સોરઠીયો કહે છે કે તેમા તેનો મહિમા કોઈ ગાતુ નથી તાત્પર્ય કે પોતે નાનો હોય અને મોટા દેખાવાનો ડોળ કરી અભિમાન રાખે તેને જગત સારો કહેતુ નથી

૮૭

કોયલડી ને કાગ, વાને વરતારો નહિ,
જીભડીએ જવાબ, સાચું સોરઠીયો ભણે.

સોરઠીયો કહે છે કે કોયલ અને કાગડો બન્નેનો એકજ રંગ હોય છે એટલે રંગથી તેને પારખી શકાતા નથી પરંતુ જ્યારે બોલે છે ત્યારે પરખાઇ જાય છે તેમજ સજ્જન અને દુર્જનનુ પારખુ તેની વાણી સાભળતાજ થાય છે

૮૪

મેમાનું ને માન, દીલ ભરી દીધાં નઈ;
મંદિર નઈ મસાણ, સાચું સોરઠીયો ભણે

સોરઠીયો કહે છે કે મેમાનને અંતઃકરણપૂર્વક માન આપતો નથી તે ભલે મોટાં મોટા મકાનુમા વસતો હોય પરંતુ તે મકાનો ખરી રીતે તો મસાણ જ છે.

૮૫

પોતાનાં પડતાં કરી, જી તી ભેળું જાય;
ભેંસલું ઢાર ભણાય, સાચું સોરઠીયો ભણે.

પોતાનાં સ્વજનને પડતા, રખડતા મૂકીને જેના તેના ભેળા જે મનુષ્ય ભટકયા કરે છે તે સોરઠીયો કહે છે કે એમ જેવો ઢોર ગણાય છે

૮૬

મોરી જોગ મોઢાંય, ચોકડ કાઉ ચડાવીયે;
અણપુછયો ઓળખાય, સાચું સોરઠીયો ભણે.

મોરીને લાયક જેનું મોઢું હોય તેને ચોકડું શું ચડાવવું ગધેડાને વગર પૂછયે મોરી જ ચડાવાય છે ચોકડું ચડાવાતું નથી ચોકડું તો ઘોડાને જ ચડે

૮૭

એકે વીણ એકે નઇ, ને એકે તો સો હોય,
નગર નિહારૂં જોઇ, સાચું સોરઠીયો ભણે

એક જો હાજર ન હોય તો કોઇ હાજર નથી તેમ લાગે અને એક હાજર હોય તો સો માણસો હાજર હોય તેમ લાગે છે સોરઠીયો કહે છે નગરમા બધે જઇને નિહાળી જુઓ તો આવા પુરૂષ વિરલ હોય છે

૮૮

પારકી પથારીચે, પોઢે પલંગે નીત;
એ હેવાનની રીત, સાચું સોરઠીયો ભણે.

સોરઠીયો સાચું કહે છે કે જે પારકાની પથારીમા હમેશા સુવાની ઇચ્છા રાખે છે તે હેવાન છે

૮૯

દાનત તો હરામની, કરવાં દરબારી કામ;
એ મરવાના ઠામ, સાચું સોરઠીયો ભણે.

પોતાના દરબારના કામ કરવામાં જે હરામની દાનત રાખે છે તે સોરઠીયો કહે છે કે વગર મોતે મરે છે.

૯૦

ધુતવાના ધંધા કરી, ધરે ધરમનું ડોળ;
ઇ જાસે ગતાગોળ, સાચું સોરઠીયો ભણે.

જગતને ઠગવાના ધધા કરીને ધર્મનો ખોટો ડોળ કરે છે તે આ દુનીયામાંથી એવી રીતે જાશે કે એનો કયાઇ પતો નહિ મળે

૯૧

બાજે બળિયા સાથ, મુછે તા દઇને મરદ;
કરવો ઇ સંગાથ, સાચું સોરઠીયો ભણે

સોરઠીયો કહે છે કે, સમય પડયે મૂછે હાથ દઇને જે મરદ પુરષ બળીયા સાથે બાથ ભીડે છે તેનો જ સાથ કરવો

૮૮

બીજાને જુઠા કહે, પોતે બોલે રોજ;
એનો પડે નઈ બોજ, સાચું સોરઠીયો ભણે.

સોરઠીયો સાચુ કહે છે કે બીજા જુઠુ બોલે તો તેને તરત જ જુઠો કહે છે અને પોતે દરરોજ જુઠ બોલે છે તેવા માણસનુ સમાજમા કાઇ વજન પડતું નથી

૮૯

કામા અવળા કરે, લઇને ધરમનાં નામ,
એ મરવાના ઠામ, સાચું સોરઠીયો ભણે.

સોરઠીયો કહે છે કે ધરમના નામે જે અવળા કૃત્યો કરે છે એવા મનુષ્યો મમૂળગા દુનીયામાથી ચાલ્યા જાય છે અને એનુ નામ નિશાન રહેતુ નથી

૯૦

ઘર ઘર જઇ ઘુમતો, ઠીલે ચોળીને ગાખ,
અંતે રેસે રાખ, સાચું સોરઠીયો ભણે.

જે દુનીયાને છેતરવા માટે ઘર ઘર જઇને શરીરે ગાખ ચોળીને ઘુમે છે તેના નસીબમા સોરઠીયો કહે કે અંતે રાખ જ રહે છે

૯૧

પડકારે પીઠ નઇ, હૈયે મરવાની હામ,
એ મરદ‌ના કામ, સાચું સોરઠીયો ભણે.

પડકારો કરતા જે પીઠ બતાવી પાછો હઠતો નથી જેના દીનમા મરવાની જ તમન્ના છે તે સોરઠીયો કહે છે કે સાચો મરદ છે

૯૨

હાકલેથી હથિયાર પડે, થરથર જાંગું થાય;
ઇ કાયર નર કેવાય, સાચું સોરઠીયો ભણે.

હાકલ સાભળતા જેની જાગો થર થર ધ્રુજે છે તે મનુષ્ય. સોરઠીઓ કહે છે કે ખરો કાયર કહેવાય છે

૯૩

ગરીબાઇમા ગણે નઇ, અને સારે સગા થાય,
ઇ મનમા સમજી જાય, સાચું સોરઠીયો ભણે.

ગરીબાઇમા કોઇ ગણકારતુ નથી અને સારપમાં સૌ સગા થવા આવે છે તેવા મનુષ્યને શુ ગણવાં તે સોરઠીયો કહે છે કે મનમાજ સમજી લેવુ

૯૪

સુળ જેના મનમા નઇ, સારા કામની સોજ,
માણશે બીજા મોજ, સાચુ સોરઠીયો ભણે

જેના મનમા સારૂં કામ કરવાની લગીર પણ ઇચ્છા થતી નથી તેવા માણસની સંપતિની મોજ બીજાજ કોઈ મારો છે

૯૫

ભરજે ભડથી બાથ, રાકને રંજાડીશ મા,
રાજી દીનો નાથ, સાચુ સોરઠીયો ભણે

રાક માણસોને કનડગત કરીશ નહિ ફક્ત ભડનીર હોય તેની બાથેજ બાથ ભરજે તો સોરઠીયો કહે છે કે ઇશ્વિર તારા ઉપર રાજી રહેશે

૯૨

એને પાવા નીકળ્યો, તરસી માનાસાય;
ઇ રગતથી ધરાય, સાચું સોરઠીયો ભણે.

લોહાની તરસી માનાસાઇ તરવારને લોહીથી ધરવે છે તે સોરઠીયો કહે છે કે સાચો મરદ છે.

૯૩

સમાણુસ કરે નઇ, કમાણુસનો કદી સંગ
નઇ ધડો કે ઢંગ, સાચુ સોરઠીયો ભણે.

સોરઠીયો કહે છે કે સારો માણસ હોય તે કોઇ દિવસ ઢંગધડા વગરના ખરાબ માણસનો સંગ કરતો નથી.

૯૪

જીવતાં જાણ્યા નઇ, મૂવે માંડી મોકાણ;
ઇ દેખાડા જાણ, સાચું સોરઠીયો ભણે.

જીવતા જેને કોઇએ જાણ્યો નહિ તેની મરવા પછી મોકાણ માંડવી તે બધુ સોરઠીયો કહે છે કે જગતને દેખાડવા ખાતર છે કારણ કે જીવતાં કોઇ જાણતું ન હોય તેની મોકાણ વૃથા છે.

૯૫

વાલો થાવા વાત, જેની તેની જ્યાં ત્યાં કરે;
ઇ ખરેખરો કમજાત, સાચું સોરઠીયો ભણે.

વહાલો થવા માટે જેની તેની જ્યાં ત્યાં વાત કરી ખટપટ ઉભી કરે તે સોરઠીયો કહે છે કે ખરો કમજાત છે.

૯૬

ધન ઠગને જ કમાય, ખરે દીલે ખરચે નઈ,
પારક હાથ જાય, સાચુ સોરઠીયો ભણે

ઠગલામોઢે ધન કમાવા છતા જે ખરા દીનથી સત્કાર્યમા વાપરતો નથી તેનું ધન સોરઠીયો કહે છે કે છેવટ પારકા હાથમાં જ જાય છે

૯૭

દેખી રાજી થાય, વાપરતા વસમુ ઘણુ,
ઈ હાથ ઘસતો જાય સાચું સોરઠીયો ભણે

દ્રવ્ય જોઈને રાજી થાય છે પરંતુ વાપરવુ જેને વસમુ લાગે છે તે સોરઠીઓ કહે છે કે આ દુનીયામાથી હાથ ઘસતો જાય છે

૯૮

આછોડા ઢીંગ આય, આછોડા ભેળા હુવે,
જયુ સાગરમે જાય, રખે નદી જળ રાજીયા.

જેમ બધી નદીઓનુ જળ સમુદ્રમા જઈને એકઠુ થાય છે તેમ હે રાજીયા સજ્જનના પાસે બધા સજ્જન જ એકઠા થાય છે.

૯૯

પરકર મેરૂ પ્રમાણ, આપ રહે રજકણ અસા,
વે માનવ ધન જાણ, રવિ મંડળ બીચ રાજીયા

બીજાને મહત્તામા મેરૂ સરખા માને છે અને પોતે મોટા હોવા છતા રજકણની પેઠે નાનો થઈને રહે છે તે પુરૂષને હે રાજીયા આ સૂર્યમંડળમાં આવેલી પૃથ્વીમાં ધન્ય પુરૂષ માનવો

૯૬

પરબારૂ પાતાળ, ગજેથી ગ્રથ છુટે નઈ;
ઇ ખરેખર રખવાળ, સાચું સોરઠીયો ભણે.

જેને ગજેથી દ્રવ્ય છુટતુ નથી એટલે કે જે કોઇ દિવસ છુટા દીલથી દ્રવ્ય વાપરતો નથી અને પરબારૂ જમીનમા દાટે છે તેવા માણસને સોરઠીયો કહે છે કે દ્રવ્યનો રખવાળ જાણવો

૯૭

ખવરાવે ને ખાય, મનડું મોટું રાખીને,
એને વાલોજી સહાય, સાચું સોરઠીયો ભણે.

જે મોટુ મન રાખીને બીજાને ખવરાવીને પછી પોતે ખાય છે તેને સોરઠીયો કહે છે કે ઇશ્વર સહાય કરે છે

૯૮

તજસોરી મનઘાત, ઇકતારી રાખે અધક;
વે મનખારી વાત, રામ નભાવે રાજીયા.

હે રાજીયા, મનમા કપટને ત્યજી દઇને બધાની સાથે ઐકયભાવ રાખે છે તે મનુષ્યની દરેક ભાવનાને ઇશ્વર પોષે છે તેની દરેક આકાંક્ષા પાર પાડે છે

૯૯

મળિયા ગીરદ મજાર, હર કોઇ તરૂ ચંદણ હુવે,
સંગત લેહ સુધાર, રૂખા હીને રાજીયા

જ્યા ચદનની લાગી ઝાડી છે એવા મલયાચલ પર્વતમા દરેક ઝાડ, ચદનના પ્રભાવે ચદનના જેવુ સુગધી બની જાય છે. માટે હે રાજીયા સારો સગ ઝાડને પણ સુધારી દે છે તો માણસ કો સુધરે તેમા શુ નવાઇ

१००

કીધો ના ઉપકાર, નર કૃતઘ્ણ જાણે નઈ,
લાણુતિયા જ્યા લાર, રજી ઉડાવે રાજીયા

જે કૃતઘ્ની પુરૂષ કરેલા ઉપકારને ભૂલી જાય છે તેના મોઢા ઉપર હૂતાશનીના ગેરૈયા ધૂડ ઉડાવે છે તેમ હે રાજીયા ધૂળ ઉડાવવી

१०१

મૂખ ઉપર મીઠાસ, ઘટ ભીતર ખોટા ઘડે,
ઇહડા સુ ઇકળાસ, રાખીજે નહ રાજીયા.

મોઢા ઉપર ખોટી મીઠાશ રાખે અને અંતરમા અનેક પ્રકારના કામગ કાઢવાના ખોટા વિચારો ઘડે તેવા માણસ સાથે હે રાજીયા ઐક્યતા ન રાખવી એ બહેતર છે

१०२

સાચો મિત્ર સચેત, કહો કામ ન કરે કશો,
હરિ અર્જુન રે હેત, રથ કર હાકયો રાજીયા

સાચો મિત્ર હોય તે શુ કાર્ય કરી આપતો નથી ? અર્થાત્ બધા કાર્ય કરે છે હે રાજીયા જુઓને શ્રીકૃષ્ણ પરમાત્માએ મિત્ર અર્જુનના હિત માટે તેનો રથ હાકયો હતો

१०३

હુન્નર કરો હજાર, સ્યાણપ ચતુરાઈ સહીત,
હેત કપટ વહેવાર, રહે ન છાનો રાજીયા

ડહાપણ તેમજ ચતુરાઈથી હજાર પ્રકારનો હુન્નર કરો તો પણ હે રાજીયા પ્રેમ અને કપટનો વહેવાર છાનો રહેતો નથી એની મેળેજ પ્રગટ થઈ જાય છે

૧૦૦

મળિયાં અતિ મનવાર, બીછડીયાં ભાંખે બુરી;
લાનત હેજો • લાર, રજી ઉડાવો રાજીયા.

મળતી વખતે ખૂબ પ્રશંસા કરે અને છુટા પડતાંની સાથે જ ખરાબ વાતો કરી નિંદા કરે તેવા મનુષ્યના મોઢા ઉપર લાનત દઇ હે રાજીયા ધૂળ ઉડાડવી જોઇએ.

૧૦૧

સમજણુ હાર સુજાણુ, નરમોસર ચુકે નઇં;
અવસરરો અહેસાણુ, રહે ઘણા દન રાજીયા.

સમજણવાળો ડાહ્યો માણસ કોઇ દિવસ મોકો ચુકતો નથી—પ્રસંગ આવ્યે બીજાનુ ભલું કરવાનુ ચુકતો નથી, કારણ કે કોઇક એવા પ્રસંગે થઇ ગયેલ પરોપકારનું કાર્ય ઘણા દિવસ સુધી અમર રહે છે.

૧૦૨

સુખમેં પ્રીત સવાઇ, દુખમેં મુખ ટાળા દીયે;
જે કીં કહસી જાઇ, રામ કહાણી રાજીયા.

સુખમા પ્રીતી કરે અને દુખમાં મોં સંતાડે તેવા માણસની વાત હે રાજીયા રામ કહાણી જેવી લાંબી છે, કહી જાય તેમ નથી.

૧૦૩

પલમાંઇ કરે પ્યાર, પલપલમાં પલટે પરા;
વે મતલબરા યાર, રહજે અળગો રાજીયા.

પલકમાં પ્રીતી બાધે છે અને પાછા એક પલમાં પ્રીતી તોડી નાખે છે એવા મતલબીયા મિત્રથી હે રાજીયા અળગો રહેજે.

૧૦૪

અવની રોગ અનેક, જાશ વિધ કીધાં જતન;
ઇણુ પ્રકુતીરી એક, રચી ન ઓખદ રાજીયા.

આ દુનીયામા અનેક રોગ છે તેનો નાશ કરવાના અનેક ઔષધ અને યત્ન છે પરતુ હે રાજીયા પ્રકૃતીનુ ઔષધ બનાવ્યુ નથી સ્વભાવનુ કાઇ ઓખડ નથી

૧૦૫

ઉપજાવે અનુરાગ, કોયલ મન હરખીત કરે;
કડવો લાગે કાગ, રસણારા ગુણ રાજીયા.

કોયલ પોતાના મીઠા કંઠના ટહુકારથી દીલમા પ્રેમને ઉત્પન્ન કરીને હર્ષવાન બનાવે છે અને કાગડો કર્કશ રાગને લઇ કડવો લાગે છે હે રાજીયા એ બધો જીભનો પ્રભાવ છે.

૧૦૬

આવે નહીં ઇ તોલ, બોલણુ ચાલણુ બીબીધ;
ટી ટો ડા ના ટોળ, રાજહંસ કોઇ રાજીયા.

હે રાજીયા, વિવિધ પ્રકારની બોલી ચાલી કરનારા ટીટોડાંના ટોળે ટોળા હોય છે પરતુ રાજહંસ તો કોઇકજ ઠેકાણે હોય છે

૧૦૭

જેસી સંગત જગત મેં, એસો હોય ઉપાય,
સોબત તો છુટે નહિ, કોન રંક કોણ રાય.

જેવી સોબત આ દુનીયામા માણસને મળે છે તેવાં કૃત્ય તે કરે છે. રાજા હોય કે રંક હોય પરંતુ સોબતની અસર જતી નથી.

૧૦૪

વચન નૃપત અવિવેક, સુણુ છાજે શાણા મનખ;
અપત હુવા તરૂ એક, રહે ન પંખી રાજીયા.

ઝાડનાં પાંદડાં ખરી જતાં તેના ઉપર પક્ષીઓ રહેતાં નથી અને ચાલ્યાં જાય છે તેમ હે રાજીયા, રાજાનાં અવિવેકનાં વચનો સાંભળીને ડાહ્યા મનુષ્યો તેના પાસે ન રહેતાં ( ઓછા થતા ) ચાલ્યા જાય છે.

૧૦૫

રોગ અગન અરૂ રાડ; જાણુ અલપ કીધે જતન;
બધીયા પછી બીગાડ, રોકયો રહે ન રાજીયા.

રોગ, અગ્નિ અને કજીયો એ થોડાં હોય ત્યાંજ તેનો નાશ કરવા પ્રયત્ન કરવો કારણકે વધી ગયા પછી હે રાજીયા તે રોકયાં રહેતાં નથી.

૧૦૬

લાવા તીતર લાર, હર કોઇ હાકા કરે;
સાવજ તણો શીકાર, રમવો મુશ્કીલ રાજીયા.

લાવાં, તેતરડાંનાં ટોળેટોળાંનો શીકાર તો સૌ કોઇ કરે છે પરંતુ હે રાજીયા સાવજનો શીકાર કરવો ઘણો મુશ્કીલ છે.

૧૦૭

શીવ ભુતનકે સંગમેં, ચુક ગયો નિજ સ્થાન;
કૈલાસ કો છાંડ કે, કીયા વાસ સમસાન.

શંકરને ભુતનો સંગ થતાં પોતાનું સ્થાન ચુકી ગયા અને કૈલાસ છોડી સ્મશાનમાં વાસ કરવો પડયો.

१०८

મોહર ફૂટે મગ્દને, કરડું રૂપ કળાય,
મોહર ફૂટે અંબને, વૃક્ષ ઘણું વખણાય

પુરૂષને મોસરનો દોરો ફુટે ત્યારે તેનુ રૂપ કરડુ દેખાય છે, આંબાને મ્હોર આવે ત્યારે તે ઘણોજ સુશોભીત બની વખણાય છે

१०९

હદમા જ્યા લગ હોય, ત્યા લગ હેતુ વિશેક,
બહુ તાણ્યે તુટે કરે, દિલના અરથ અનેક

જેની સાથે દિલ લાગ્યુ હોય એની સાથે જ્યા સુધી હદમાં રહેવાય ત્યા સુધી હેત વધતુ જાય છે પણ હદ બહાર જતા એના અનેક અર્થ થાય છે અને પરિણામે એ પ્રેમ તુટી જાય છે

११०

આખડી લાલ ચણોઠડી, હિંગોળ જેવા હાથ,
પંડનું બનાવેલ પુતળુ, નવરો દીનો નાથ.

સુદર સ્ત્રી જોઇ કવિ કહે છે કે લાલ ચણોઠી જેવી જેની આખ્યો છે, હીંગળા જેવા રાતા જેના હાથ છે એવુ આ શરીર જે દિવસે ઇશ્વરને બીજુ કાર્ય નહિ હોય તે દિવસે બનાવ્યુ હશે

१११

કથા વંકા ન હાલીઇ, વંકા અવગુણ ક્રોડ,
વકાને ત્રે વંકા મળે, કાઢી દીયે વંક મરોડ.

હે કથ, વાકુ ન ચાલવુ કારણ કે વાકાઇમા કરોડો અવગુણો છે વળી વાકાને કોઈ ત્રણ વખ માથાનો મળે તો વકાઇને સોસરવી કાઢી નાખે.

૧૦૮

જહાં વેર અરૂ ઝેર અતિ, કલેશ અરૂ કંકાસ
લાખ હોઇ ધન લક્ષકો, તોઉ ન વસવો તાસ.

જ્યાં અતિશય વેર ઝેર અને કલેશ કંકાસ હોય ત્યાં લાખો રૂપિયાનો લાભ હોય તો પણ વાસ કરીને રહેવું નહિ.

૧૦૯

સબકું રસમેં રાખીયે, અંત લીજીયે નાહિ;
અંત લીયે વખ નીકળ્યો, રત્નાગર કે માંહિ.

બધી વસ્તુઓને રસમાં રાખવી. કોઇનો અંત ન લેવો. કારણકે રત્નોના મંદિર રૂપ રત્નાકર સમુદ્રનો અંત લેતાં તેમાંથી પણ ઝેર નીકળ્યું હતું.

૧૧૦

મોતી જેવો મુખડો, કંઠ હલંબી કાય;
મૃગનેણી રંગમોલમાં, રમવા ઉતરી રાય.

મોતી જેવાં સ્વચ્છ ઉજળાં જેનાં મુખડાં છે જેનો કંઠ હલંબી કાયના જેવો છે અને મૃગના જેવાં નયન છે એવી સુંદર સ્ત્રી આનંદે રમવા ઉતરી છે.

૧૧૧

કંથા વંકા હાલીયે, વંકા આદર હોય;
વંકા ડુંગરની લાકડી, કાપી સકે ન કોય.

હે કંથડા, વાંકું જ ચાલવું કારણ કે આ દુનીયામાં વાંકાને જ સાચાં આદરમાન છે. વળી વાંકાને કોઇ કાંઇ કહી શકતું નથી. વાંકા ડુંગરમાં આવેલ લાકડાને કોઇ કાપી શકતું નથી.

૧૧૨

મિત્ર એસો કીજીએ, જેસો શીર કો બાલ,
કટે બિધ પીછુ કટે, તોય ન છોડે ખ્યાલ

માથાના મોવાળા એને વારવાર કાપવા છતા ફરી ઉગ્યા જ કરે છે એ પ્રમાણે મિત્ર એવો કરવો કે જે ગમે તેટલા દુખ પડે તો પણ સાથ ન છોડે

૧૧૩

વાજા ઠાકોર અંબવન, નાર પદમણી ઘેર,
રેંટ ખટુકે વાડીયે, સોય દેશ નાઘેર

જ્યા વાજા રજપુતો વસે છે ઠેર ઠેર આંબાની નવપલ્લવ વનરાઇ છે, પદ્મિણી ઓરતો ઘર આંગણે છે, વાડીઓમા રેંટ ખટુકી રીયા છે એવો નાઘેર તો ખરે નાઘેર જ છે

૧૧૪

નઇ રાગ નઇ રાગણી, નઇ ગાણુ નઇ ગીત,
ચરરર વીંધે ચીત, બરડ બાણુ બરડાઇનુ

દુહામા કાંઈ પણ રાગ રાગણી નહિ હોવા છતા વળી તે કોઈ પ્રકારનુ ગાણું કે ગીત નથી છતા બરડાઇ બાણુની પેઠે ચીતને ચરરર લઇને વીંધી નાખે છે એવી તેની અજબ અસર છે

૧૧૫

મહાજળ મોતી નીપજે, છોડયો છીપુનો સાથ,
એકલડો ઈ અનાથ, મહાજળ જાગ્યો મચ્છડા

મહાસમુદ્રમા જ્યા મોતી નીપજે છે ત્યાથી છીપુંનો સાથ તોડીને મચ્છ ચાલી નીકળ્યો તેથી એકલો અને સાવ અનાથ બની ગયો

૧૧૨

મિત્ર એસો કીજીયે, જેસો ટંકણુ ખાર;
આપ જલે પર રીઝવે, ભાંગ્યાં સાંધે હાર.

મિત્ર કરવો તો ટંકણુખાર જેવો કરવો કે જે પોતે બળ્યાં છતાં બીજાનાં ભાંગેલાં હાડ સાંધી શકે છે.

૧૧૩

જાજી વસ્તી જ્યાં મેરની, નારી પાતળ પેટ;
ઘીને પથર વખાણુમાં, ભલો ઇ બરડો બેટ.

ભલા એવા બરડામાં જ્યાં મેર લોકોની વસ્તી ઘણી જ છે પાતળા પેટવાળી સુંદર સ્ત્રીઓ છે અને જેનાં ઘી તથા પત્થર વખણાય છે તે બરડો તો ખરો બરડો જ છે.

૧૧૪

દુ હા ના ડંખે લ, ઘાયલ ઘાને જીરવે;
મા થા ના મૂકે લ, નઇ બાબચાં બોબડાં.

દુહાના વચનના ઘા કોઈક ઘાયલ જ જીરવી શકે છે, એ સાધારણ ભૂખલ્યાં માણુસનું કામ નથી માથાના મૂકનાર હોય તેનું કામ છે.

૧૧૫

આવતડે અવાણું, વગતી વીરે વળાણું નઇ;
સાનાની સંગાથ, મછડો કે હાલી હરવા થયા.

ભરતીમાં આવતાં અવાઇ ગયું પરંતુ ઓટમાં પાછું વળી શકાણું નહિ, મછડો કહે છે કે હલકાંની સોબતે ચાલીને આવા હાલ થયા.

૧૧૬

મુરખ મિત્ર ન કીજીયે, કેદી હાંસલ હોય;
લાજ ગુમાવે લોકમાં, દુખથી બચે ન કોય.

ગમે તેટલો ફાયદો લાગે છતાં મુર્ખની મિત્રતાઈ ન કરવી કારણ કે લોકમાં લાજ જાય છે અને છેવટે દુઃખ પ્રાપ્ત થાય છે

૧૧૭

અસુરાનો આતમા, રેશે કીયાં જઈ રાત,
નથી નેડો કોઈ નાત, સગું ન કોઈ શામળા.

સામળો કહે છે કે આ આતમા અસુરા વખતનો ક્યાં જઈને રાત રહેશે કારણ કે ત્યાં કાંઈ નાત ભાત કે કોઈ સાથે સ્નેહ સંબંધ નથી.

૧૧૮

આખી અજોધા તણું, મારાજ સુધાર્યું સોત;
સડેલ કુતરાં સોત, સરગે લઈ ગયો શામળા.

હે પ્રભુ, અયોધ્યામા અવતાર લઈને તેં આખી અયોધ્યાનું મૃત્યુ સુધાર્યું અને સડેલ કુતરાને પણ સ્વર્ગમાં લઈ ગયા.

૧૧૯

ગાતા આવે ગાંધર્વ, તપાસતા આવે તાન;
એવું સરસ વેમાન, સામું મેલે શામળા.

ગંધર્વો ગાયન ગાતા આવતા હોય અને તાન તપાસી રહ્યા હોય એવું સુંદર વિમાન હે શામળા સામું મોકલજે.

૧૧૬

મીતર એસા કીજીયે, ઢાલ સરીખા હોય;
સુખ મેં પીછું રહે, દુઃખ મેં આગું હોય.

મીત્રો તો ઢાલ જેવા કરવા કે સુખમાં ( જેમ લડતાં પહેલાં ઢાલ પીઠ પાછળ રહે છે તેમ ) પાછળ રહે છે અને ( લડાઇ શરૂ થતાં તરવારોના ઘા ઝીલવા જેમ ઢાલ આગળ રહે છે તેમ ) દુખમાં આગળ રહે છે.

૧૧૭

નઈ થાળી નઇ તાંસળી, નઇ ડાબરીયાનું નામ;
ધ્રખ ધ્રખતું ધાન, શેમાં ખાશો શામળા.

શામળો કહે છે કે ત્યાં થાળી, તાંસળી કે ડાબરીયાં જેવાં કાંઈ વાસણો તમારે માટે નથી કારણ કે કોઇ દિવસ દાન કર્યું નથી તેથી ગરમ ધખધખતુ અનાજ તમે શેમા ખાશો ?

૧૧૮

હાંકયા હાલે નઇ, હાથી તો એક હજાર;
એટલા ઘોડી અસ્વાર, સરગે જાવું શામળા.

હજાર હજાર હાકયા હાલે નહિ એવા મદોન્મત્ત હાથીઓ, એટલા જ ઘોડેસ્વાર આહી મૂકીને શામળો કહે છે કે સ્વર્ગમાં એકલુ જવાનું છે.

૧૧૯

ગાલપચોળાં ગાદલાં, હાંડી એક હજાર,
બાંધી જુમખ બાર, સામું મેલો શામળા.

ગાલપચોળાં અને સુદર ગાદલા નાખ્યા હોય, એક હજાર હાંડી અને બાર મોટા જુમખ બાધ્યા હોય, તેવું વિમાન હે શામળા સામુ મોકલજે.

૧૨૦

ખીલો ખોદતાં ખાણ, જો જવેરાતની જડે,
નીરાંતે નારાણ, મુજે ભગતી શામળા.

ખીલો ખોદતા અચાનક જો ઝવેરાતની ખાણ જડી જાય તો શામળો કહે છે કે નિરાંતે નારાયણની ભકિત થઈ શકે

૧૨૧

આણુંદ કે કરમાણુંદ, એવડો ડોળ કાં નાખે;
અંતરમા ઉમળકા, મોઢે મીઠાં ભાખે.

આણુંદ કહે છે કે કરમાણુંદ અંતરમા બુરું કરવાના ઉમળકા આવતા હોય અને મોઢે મીઠું મીઠું બોલે એવો ખોટો ડોળ મનુષ્યો શા માટે રાખે છે ?

૧૨૨

હમ બત્રીસ તુમ એકીલી, રહત રેન દિન માય,
થોડીશે કાટી લઇ, કહાં પુકારે જાય.

દાત જીભને કહે છે કે અમો બત્રીસ છીએ અને તુ એકલી છો અને રાત્રી દિવસ અમારી વચ્ચે રહે છે તેથી થોડીક કાપી લઇશુ તો કયા જઇને તારો પોકાર કરીશ ?

૧૨૩

વિપત પડે ન વલખીયેં, વલખે વિપત્ત ન જાય,
વિપત્તે ઉદ્યમ કીજીએ, ઉદ્યમ વિપત્તને ખાય.

વિપત્તી પડવાથી વલખા ન મારવા કારણ કે વલખા મારવાથી વિપત્તીનો નાશ થતો નથી વિપત્તી પડે ત્યારે ઉદ્યમ કરવો કારણ કે ઉદ્યમ વિપત્તીને ખાઈ જાય છે ઉદ્યમ કરવાથી વિપત્તી મટે છે

૧૨૦

હાકલે હૈયું ફાટે, એળે જીવ અનાથ;
સરગા પરનો સાથ, સામો મેલો શામળા.

હાકલથી હૈયું ફાડે અને જીવ અનાથ બને ત્યારે હે શામળા સ્વર્ગપુરથી મારો સથવારો સામો મોકલજે.

૧૨૧

આણુંદ કે કરમાણુંદ, ગણ કર્યો કેમ જાય;
સાવજ પુર્યો પાંજરે, કાઢે એને ખાય.

આણંદ કહે છે હે કરમાણંદ કોઇનો ગુણ કર્યો હોય તો કેમ જાય ? કરમાણંદ કહે છે સિંહને પાંજરે પુર્યો હોય તેમાંથી જે કાઢે તેને જ ખાય છે.

૧૨૨

તમ બત્રીસ હમ એકીલી, રહત રૈન દીન માંય;
ચોઇસેં ટેડી ચલું, બત્રીસે ગીર જાય.

જીભ દાંતને જવાબ વાળે છે કે તમો બત્રીશની વચ્ચે રાત્રી દિવસ રહું છું પરંતુ જરા વાંકી ચાલું તો તમારે બત્રીસેને પડી જવું પડે અર્થાત્ જીભ જો કડવી હોય તો કોઇ દાંતને પાડી નાખે

૧૨૩

કલપ્યે વિપત ન સાંચરે, કલપ્યે વિપત ન જાય;
જીવને ભુરી ટેવ પડી, કલપ્યા વણુ ન રેવાય.

કલ્પના કરવાથી વિપત્તિનો નાશ થતો નથી તો પણ આ જીવને એવી ખરાબ ટેવ પડી ગઇ છે કે કલ્પના કર્યા વિના રહી શકતો નથી.

१२४

घर मोटो टेटो घणो, मोटो पियुरो नाम;
ई कारण दादा दुबळी, मारग कांठे गाम.

हे दादा मारुं घर मोटु छे परंतु पैसे टके टोटावाळु गरीब छे अने माग पतिनु नाम बहु मोटु छे अने रस्ताने काठे गाम छे तेनी उपाधिमा हु दुबळी छु

१२५

भलो उगा भांण, भाण तुंहारा भामणा;
मरण जीयण लगमाण, राखे काश्यप राउत.

हे सुर्य तमे भले उग्या तमाग ओवारणा लउ छु मरण पर्यंत आ जीवनी हे काश्यपना पुत्र तु लाज राखशे

१२६

उग्यानी आळस नई, उगवुं ई अचूक;
चणु पडे नई चूक, कमणो काश्यप राउत.

उगवानी आराम नथी अचूक प्रभातमा उगे ज छे तेमा क्यारे य पण हे काश्यपना पुत्र चूक पडती नथी

१२७

सुरज ने शेष नाग, बे तडोवड कहेवाय;
एके धरणी शर धरी, बीजो उगे वाणुं वाय.

सुर्य अने शेष नाग बन्ने एक सरखा छे एके पृथ्वीने पोताना मस्तक उपर धारण करी छे अने बीजो उगवाथी प्रभात थाय छे



ચિત્રકાર : ] 'બરડા ગ'ગો જુવાન' [ ગ. માલદેવ રાણા

દુહો ૫૮ : પૃષ્ઠ ૩૦

ગોરી પુછે નાથકું, કીયો ભલેરો દેશ;
સંપત હોય તો ઘર ભલો, નકર ભલો પરદેશ.

સ્ત્રી પોતાના પતિને પુછે છે કે કયો દેશ સારો છે. પતિ જવાબ આપે છે કે સંપતિ હોય તો પોતાનો દેશ સારો છે નહિંતર તો પરદેશ જ સારો છે.

૧૨૫

કીં દાદર કીં ડાકલાં, કીં પૂજેવા પાખાણ;
રાત ન ભાગે રાણુ, કમણે કાસ્યપ રાઉત.

કેટલા યે દાદર કે ડાકલાં કે પત્થરની પૂજા કરવામાં આવે પણ હે કાશ્યપના પુત્ર તે કોઈનાથી ગત્રી મટી રહવાર થઇ શકતું નથી. તે શક્તિ તો તારી જ છે.

૧૨૬

હણીયલ જેવા દીકરા, કાશ્યપ જેડે ન કોય;
લખદળ ભંજણે લોય, ઉગે ને અંજવાળો કરે.

કાશ્યપ જેવો કોઇ નથી. જેને સુર્યનારાયણ જેવા દીકરા છે કે જે લાખુના દળને હરાવે છે અને જેના ઉગવાથી અજવાળું થાય છે.

૧૨૭

સુરજ પ્રત્યક્ષ દેવ હે, નર પૂજે પાખાણ;
ઇશર કે ઉમિયા સુણો, એતાં લોક અજાણ.

શંકર કહે છે કે હે પાર્વતીજી સાભળો, સુર્ય પ્રત્યક્ષ દેવને જોવા છતાં જે મનુષ્યો પત્થરને પૂજે છે તે બધા લોકો ખરેખર અજાણ છે.

તેજ પંજર તિમિર ટળણ, ભયા કાશ્યપ કુળ ભાણ;
અમલાં વેળા આપને, રંગ હે સુરજ રાણ

તેજના પાંજરા રૂપ અને અંધારાને મટાડનાર, કાશ્યપના કુળમાં ઉત્પન્ન થયેલ એવા હે સુર્યદેવ, અફીણનો કસુંબો લેતી વખતે આપને રંગ દઉં છું

૧૨૯

તારા અજવાળા તણો, મેમા કાંઉં મા'રાજ,
અરણું ચારણ આજ, કીરિ કાશ્યપ રાઉત.

હે સૂરજ મહારાજ તારા અજવાળામાં ચારણનો દિકરો દુઝાણા વિના રહે તો પછી હે કાશ્યપના પુત્ર તારો મહિમા શું ?

[ દુઝાણા માટે ચારણ સૂર્ય પાસે માગણી કરે છે. ]

૧૩૦

તું ઉગા ટળિયા તિમિર, ગૌ છુટા ગાળા;
તસકર લે ટાળા, દીનકર કાશ્યપ રાઉત.

હે કાશ્યપના પુત્ર સૂર્ય, તારો ઉદય થતાં અંધારાં મટે છે, ગાયુંના ગાળા છૂટે છે અને ચોર હરામખોરનો ભય મટે છે

૧૩૧

કાયા લાગો કાટ, સરાણીપર સુધરે નહીં;
નિર્મળ હોય નિરાટ, ભેટયા તવ ભાગીરથી.

આ કાયાને જે કાટ લાગી ગયો છે તે સરાણીયાથી સારો થઇ શકતો નથી પરંતુ હે ભાગીરથી ગંગા, કાયાનો કાટ તો તારો સ્પર્શ થતા સાફ થઇને માનવી પવિત્ર બની જાય છે

૧૨૮

સામ સામા ભડ આખડે, ભાગે કેતા ભરમ;
તણુ વેળાં કાશ્યપતણા, સુરજ રાખજે શરમ.

જે વખતે રણમાં સામસામા યોદ્ધાઓ આખડે અને કેટલાએના ભરમ ખુલ્લા થાય તે વખતે હે કાસ્યપના પુત્ર સુરજ તું અમારી લાજ રાખજે.

૧૨૯

સુરજ સાંભળતલ થયો, જગતની રાવજ કે;
ચારણુ છા શ પખે, ઠીરિ કાશ્યપ રાઉત.

હે સૂર્ય, સારા યે જગતની રાવ ફરિયાદ તું સાંભળે છે તો પછી કશ્યપના દિકરા, ચારણનો દિકરો છાશ વિના કેમ ટળવળે છે ?

૧૩૦

અવની ઉગંતા અચુક, અમણો તું આધાર,
ઝાલરનો ઝ ણુ કા ર, દિ વેળા કશ્યપ રાઉત.

પૃથ્વી ઉપર ઉગવાથી તે ઠેઠ ઝાલરનો ઝણુકાર થતાં સુધી હે કશ્યપના પુત્ર સૂર્ય તું અમારો આધાર છો.

૧૩૧

ગં ગા જ ળ ગ ટ કે, નર લટકે લીધો નઈ;
ઇ ભવસાગર ભટકે, ભૂત હુવા ભાગીરથી.

ગટ ગટક ગળાના અવાજ થતા જાય એવા લટકાપૂર્વક જે મનુષ્યે ગંગાજળ પીધું નથી તે આ સંસારમાં ભૂત થઈ ભટકે છે.

ગંગા તીરે જાય, જે કોઇ ગંગોદક પીયે;
માનવિયાં જો આંય, ભાગ્ય વડાં ભાગીરથી.

ગંગાને કાંઠે જઇને જે મનુષ્ય ગંગાનું પાણી પીએ છે તેનાં હે ભાગીરથી, અહોભાગ્ય છે.

૧૩૩

પગે તળીયું પડે, જાન્હવી દશ્ય જાતે;
પરીયું પીંગલ ડે, વાયુ ઢોળે વણારસી.

ગંગાજી તરફ જતાં જો પગ તરવાઇ જાય તો સ્વર્ગની પરીઓ તેને પારણામાં પોઢાડીને વાયુ ઢોળે છે.

૧૩૪

હાથે જળ હિલોળ, માથે લઈ મંજન કરે;
પામે વૈકુંઠ પોળ, લોટંતાં ભાગીરથી.

ગંગાજીનું હિલોળા મારતું જળ હાથ વતી લઇ માથામાં છંટકારીને જે કોઈ માણસ ન્હાય તે વૈકુંઠની પોળમાં જઈ શકે છે.

૧૩૫

પ્રાણી દેહ પડે, ગંગા જળ નામે ગળે;
ચટ વૈમાને ચડે, વૈકુંઠ પુગે વણારસી.

મનુષ્ય માત્રનો જ્યારે દેહ પડે એ વખતે જો એને ગંગાજળ પીવા મળે તો વિમાનમાં બેસી એ સત્વર વૈકુંઠમાં પહોંચી જાય છે.

૧૩૨

ઉઘાડે જઇ ઉંડે, જળમાં આંખ્યુ જે;
તેનો વંશ તેડે, વૈકુંઠે વણારસી.

ગંગાના પાણીમાં ઉંડે સુધી જઇને જે મનુષ્ય આંખો ઉઘાડે છે તેના આખા વંશને ગંગાજી સ્વર્ગમાં લઇ જાય છે.

૧૩૩

જાતલનાં અઘ જાય, જાતલને જોતલ તણાં;
પાણી પણુગાં માંય, વૈકુંઠ પુગે વણારસી.

ગંગાજી જનાર મનુષ્યનાં અને તે મનુષ્યને જતાં જોનારનાં પાપનો નાશ થઈ જાય છે અને ગંગાજળનું એક ટીપું પણ એને વૈકુંઠમાં પહોંચાડી દે છે.

૧૩૪

આવીને અંગે, ઘસે કટકે ઘાટ;
ખેચે હિંડોળા ખાટ, વૈકુંઠ પરી વણારસી.

ગંગાજીના કાંઠાનો માટીનો ટુકડો લઇને જે કોઇ પોતાના શરીર ઉપર ઘસે તેને સ્વર્ગની પરીઓ હિંડોળાખાટ ઉપર હિંચકાવે છે.

૧૩૫

ઉપરથી ઉતરીયાં, પંખી તે પાવન થીયાં;
માહીં મંજન કીયાં, ભુત ન સરજે ભાગીરથી.

હે ભાગીરથી તારા ઉપરથી ઉતરનારા પક્ષીઓ પણ પવિત્ર થઇ જાય છે. તારા પાણીમા સ્નાન કર્યાં પછી કોઇ ભૂત થતું નથી.

૧૩૬

હેકણુ કટકો હાડકો, જો ગંગા ત્રઠ જાય;
તો માનવીયાં કુળ માંય, ભુત ન સરજે ભાગીરથી.

મનુષ્યનો એક હાડકાનો કટકો પણ જો ગંગા કિનારે પહોંચે તો તે મનુષ્યના કુળમાં હે ભાગીરથી, કોઇ ભૂત સરજવું નથી એવો તારો પ્રતાપ છે.

૧૩૭

જીવ જાતાં પણ જાય નહીં, વડા પુરૂષનાં વેણ;
વીધિ સરજેલાં વિશ્વમાં, કુડાં થાય નહિ કેણ.

જીવ જતાં પણ મોટાં પુરૂષનાં વચન જતાં નથી. વિધિએ આ વિશ્વમાં સરજેલાં એ માનવી કોઇ દિવસ કુડું બોલતાં નથી.

૧૩૮

ખારક કંકર કાંકરા, ટોપરડાં જેમ તીર;
મનથી મન જો ના મળે, સાંસો પડે શરીર.

એકબીજાનાં મન જો ન મળે તો એવે વખતે ખારેક કાકસ જેવી ખુચે છે અને ટોપરાં તીર જેવા લાગે, છે અને શરીરમાં ચિંતા આવી વસે છે.

૧૩૯

દેવું મરવું મારવું, ઝાલવી ખાગાં ઝટ;
કલો કહે રે ઠકરો, ઇ ખરી ખત્રીયાં વટ.

દેવું, મરવું, મારવું, અને તલવારોની તાળી પડતી હોય તેને ઝીલવી એ કલો કહે છે કે ખરી ક્ષત્રિયવટ છે.

૧૩૬

ભા ગી ર થી ને ભાગ, ગિરિવરસે આઇ ગંગા;
નર સુર લોકજ નાગ, તરિવા ત્રણે ભવન.

ભાગીરથીના અહોભાગ્યને લઇ નરલોક, સુરલોક અને નાગ-લોક એ ત્રણે ભુવનને તારવા માટે સ્વર્ગમાંથી ગંગા આવી છે.

૧૩૭

સા પુરૂષ સંકટ સહે, પર ગુન કરે પ્રકાશ;
ઢાંકે છીદ્ર અવરના, કવિઓ અને કપાસ.

સાચા પુરૂષો સંકટ સહન કરીને પારકા ગુણને પ્રકાશ કરે છે. સજ્જન પુરૂષ અને કપાસ બીજાનાં છીદ્રને ઢાંકે છે.

૧૩૮

મોતી મીઠાના ગાંગડા, નરસાં લાગે નીર;
મન હરદે મળે નઇ, સાંસો પડયો શરીર.

એક બીજાનાં મન મળ્યાં ન હોય અને કાંઈ પણ અંતરાય પડી ગયો હોય તો મોતી મીઠાના ગાંગડા જેવાં લાગે છે અને નિર્મળ નીર હોય તોપણુ ખરાબ લાગે છે.

૧૩૯

અમલ વટણુ ને જોગ પંથ, ઈ સુરા હુન્દા કામ;
કાયર ખડગ ન વાપરે, રાંક ન દેવે દામ.

અરીણુ વાટવું, પંથ ગ્રહણ કરવો એ શુરવીરનાં કામ છે. કાયર કોઇ દિવસ તલ્વાર વાપરી શકતો નથી અને જીવના રાંક હોય તે દાન આપી શકતા નથી.

१४०

કેજળ તજે નહિ શ્યામતા, મુક્ત તજે ન શ્વેત;
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.

કાજળ પોતાનો કાળો રંગ તજતું નથી, મોતી ઉજ્વળતા તજતાં નથી તેમજ દુર્જન પોતાની કુટીલતા છોડતો નથી અને સજ્જન હેત છોડતો નથી.

१४१

કરવત કાતર કેમાણુસ, વેરી જુદાં કરંત;
સોય સુતાર સજ્જન પુરૂષ, ભાંગ્યાંને સાંધંત

કરવત કાતર અને ખરાબ માણસ એ ત્રણે છુટા પાડવાનું, કાપવાનું જ કામ કરે છે. સોય સુથાર અને સજ્જન પુરૂષ એ ભાંગ્યાંને સાંધે છે.

१४२

બડા બડાયું ના કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસે ના કહે, લાખ હમારા મોલ.

મોટા હોય તે અભિમાનથી વાત કરતા નથી તેમજ જેમ તેમ બોલતા નથી. હીરો પોતાના મુખથી કહેતો નથી મારું મૂલ લાખ રૂપિયા છે. તેનું મૂલ ઝવેરીજ આંકે છે.

१४३

પાણી ઇતરાજી વીના, કણુ ન રાજી હોય;
રાજા જોગી સુઘડ નર, રસહીમેં વસ હોય.

પાણી માણસ હોય તે ઇતરાજીથીજ રાજી થાય છે પરંતુ રાજા, યોગી અને સુઘડ પુરૂષ રસથીજ વશ થાય છે.

१४०

હલદી જલદી ના તજે, ખટરસ તજે ન અંબ,
કાળી ઉનને કમાણુસા, દૂજો ન ચઢે રંગ

હલદર પોતાનો પીળો રંગ અને આંબલી પોતાની ખટાસ તજતાં નથી તેવી રીતે કાળી ઉનને અને ખરાબ માણસને બીજો રંગ ચઢતો નથી

१४१

મિત્ર એસા કીજીયે, જેસો ટંકણખાર,
આપ બળે પર રીઝવે, ભાગ્યા સાંધે હાડ

ટંકણખાર જેવો મિત્ર કરવો કે પોતે દુખી થાય છતાં મિત્રને રાજી રાખે અને મિત્રને દુખ હોય તો મદદ કરે

१४२

બડા બડા સબકુ કહે, બડે બડેમેં ફેર,
સરિતા સબ મીઠી લગે, સમદર ખારો ઝેર

મોટા મોટા તો બધા કહે છે પરંતુ મોટા મોટામાં ફેર છે. નાની નદીઓ બધી મીઠી હોય છે અને સમુદ્ર મોટો હોવા છતાં ખારો હોય છે

१४३

ભોરીંગ ભમરો ચતુર નર, ડસીને દુર ફરત,
માખી મકોડો મુરખ નર, મધ લાળે મરત.

સર્પ, ભમરો અને ચતુરનર એ ડસ દઇને તુરત પાછા ફરી જાય છે પરંતુ માખી, મંકોડો અને મૂર્ખનર એટલા મધ લાળે મરે છે.

દીવે દીવો જાગતો, જાગે માહુ એમ;
બાપની પાછળ બેટડો, રાખે કુળની નેમ.

જેમ દીવામાંથી દીવો પ્રગટે છે એમ જેનો બાપ સારો હોય છે એનો દીકરો પણ સારો થાય છે અને એ કુળની આટ જાળવે છે.

૧૪૫

મત ભાગે રે કંથડા, તું ભાગે મુજ ખોડ,
સંગતની સાહેલડી, તાલી દે મુખ મોડ

હે કંથ રણસગ્રામમાંથી ભાગીશ માં કારણ કે તુ ભાગ્યે ખોટ તો મનેજ પડશે મારી સરખી સાહેલીઓ અરસપરસ તાળીઓ દઈને મારાથી મોઢુ મરડી મશ્કરી કરી ચાલી જશે.

૧૪૬

નાતિમા મોટો થીયો, થી યો પૈસાદાર,
ભલું કીધું નહિ નાતનું, ધિક એનો અવતાર

જ્ઞાતિમા મોટો પૈસાદાર અને મોટો કહેવાતો હોય છતા જ્ઞાતિનુ કાંઈ ભલુ ન કરે તેના અવતારને ધિક્કાર છે.

૧૪૭

ગોલા ઢોલા ગાદલાં, કાદવ ને કપાસ,
એતા ખુદયા ગણ કરે, વણ ખુંદયા વિનાશ.

ગોર્નાં, ઢોલ, ગાદલાં કાદવ અને કપાસ એટલાં ખુંદવાથી ગુણ કરે છે અને નહિ ખુદવાથી વિનાશ કરે છે.

## ૧૪૪

કુળહિણા જે હોય, મોઢે મીઠું બોલતા,
સારા નરસા જોય, જોવાની પરવા નહિ.

જેઓનું કુળ હલકું હોય એ મોઢે મીઠું બોલે એને સારા નરસા કોણ એ જાણવાની જરૂર જ રહેતી નથી.

## ૧૪૫

મારજો કે મરજો પિયુ, ન દેજો પીઠ લગાર;
સૈયર મેણાં મારસે, કાયર કેરી નાર.

હે પિયુ રણસંગ્રામમાં જઈ મારજો અગર મરજો પરંતુ પીઠ દઈ ભાગશો માં કારણ કે ભાગશો તો મારી સખીઓ મને કાયરની નાર કહીને મેણાં મારશે.

## ૧૪૬

જ્ઞાતિજનકું પૂજલે, કરો ઓર નહિ કામ;
જીતને જ્ઞાતિજન મીલે, ઇતને શાલિગ્રામ.

જ્ઞાતિજનોની પૂજા કરવી અને જેટલા જ્ઞાતિજનો મળે તેટલાને શાલીગ્રામ માની પૂજવા તે બહુ સુંદર કાર્ય છે.

## ૧૪૭

કણ કણબી ને કુટવો, કસુંબો ને મજીઠ;
એતાં ગુંધ્યાં ગણ કરે, વણગુંધ્યાં ન દીઠ.

કણ, કણબી તથા કસુંબો અને મજીઠ એટલાં ગુંદવાથી ગુણ કરે છે અને નહિ ગુંદવાથી નુકશાન કરે છે.

૧૪૮

ઘરડો તોપણ બળદીયો, તોફાની પણ ગાય;
વકરેલો પણ વાણીયો રૂઠેલી પણ માય.

ઘરડો થાય તોપણ બળદ ભાર ખેંચે છે અને તોફાની હોય તોપણ ગાય ગરીબજ ગણાય છે. ગમે એટલો ક્રોધાયમાન થયો હોય તોપણ વાણીયો પોચો જ રહે છે તેમજ ગમે તેટલી રીસાયેલી છતાં માતા તે માતાજ છે.

૧૪૯

નાતો નિભાવણ હાર, મોટા મનનાં માનવી,
ભૂલે ભૂલ અપાર, હેતે હૈયાં ભેટતાં.

જે માણસ દિલ મોટું રાખે છે એજ સામા માણસની ભૂલોને ભૂલી જઇ સંબંધ સાચવી શકે છે અને એવા સબંધ સાચવનારને સહુ હેતથી ભેટે છે

૧૫૦

મળતાં મીઠપ માણવી, મનની માનવ મોજ;
ટીપે ટીપે જગ ભરો, ભલી ભલાઇ હોજ.

જેને મળો એની સાથે હમેશા મીઠાશ રાખવી અને એ રીતે દિલની મોજ માણવી. આ રીતે મીઠપ રાખનાર ધીમે ધીમે જગતમા ભલાઇના હુવાગ ભરી શકે છે

૧૫૧

ઉંડાણવાં એંધાણ, નહિ છબછબીયાં છીછરાં,
ઝુંણા વિધી કાન, આરૂં ભોંકે અંતરે.

અંતરમા છીછરાં સંભારણાં નથી પરંતુ દિલમાં ઉંડાં ઉંડાં સંભારણા રહી ગયાં છે તે વ્હાલાંના વિયોગની વાતોના ઝુણા કાનમાં ભણકાર સંભળાય છે ત્યારે અંતરમા આરૂ ભોંકાય છે

૧૪૮

મોળો તોય મતિવંતો, શઠ તોય સત્તાધિશ;
સુતેલો તોય કેસરી, ઉંધો તોય ફણીશ,

મોળો હોય તો પણ બુદ્ધિમાન સારું કાર્ય કરી શકે છે. મૂર્ખ હોવા છતાં સત્તાધીશ ડાહ્યો ગણાય છે. સુતો હોય તોપણ સાવજ, અને ઉંધો પડયો હોય છતાં શેષનાગથી સહુ ડરે છે—કોઇ છંછેડી શકતું નથી.

૧૪૯

માથે હોય મંદિલ, જરિયન જામા પહેરતા;
જેનાં સાચાં દિલ, એને ચરણે એ ઢળે.

જેનું સાચું દિલ છે એને તો માથે મંદિલ પહેરનાર અને જરીનાં વસ્રો પહેરનારા રાજવીઓ પણ નમે છે.

૧૫૦

માથા સાટે મૂલવી, જીવન જેનાં જાય,
પૃથ્વીમાં પંકાય, મોંઘા મૂલાં માનવી.

જે પુરૂષ સારા કામ કરવામાં માથું આપવું પડે તોપણ આપવા તૈયાર હોય એ માણસ જગતમાં મોટા માણસ થઇને પંકાય.

૧૫૧

નઇ જાનું નઇ જાંગ, પેટ નહીં પેટાળ નહીં;
લમણાનો લઇ લાગ, ગોફણ ગોળે ગાજતો.

ગોઠણ તેમજ સાથળની જાંગ, પેટ પેટાળમાં કયાંય નહિ મારતાં બરાબર લમણાં ઉપર ગોફણનો ગાજતો ગોળો આવતો હોય એવો એનો માર છે.

૧૫૨

દીલડે દેતો દાગ, તુટયાં જીગર જાળવે;
તડતડતો તેજાબ, ઘામા ચે ઘારાં કરે.

વ્હાલાના વિયોગની બળતરા જાળવી ને તુટેલાં અંતઃકરણ વેદના સહી રહ્યા છે તેમાં વિશેષ દુખ રૂપી તડતડતો તેજાબ એ તુટેલાં અંતઃકરણના ઘામાં ઘારાં કરે છે અને વિશેષ વેદના કરે છે

૧૫૩

કાળોતરો કરડેલ, અવળી રૂંવાડી અંગ શું;
દુહાના ડંખેલ, ઘેને ઘેઘુર આંખડી.

કાળોતરો કરડયો હોય, એનાં ઘેન ચડયાં હોય અંગમાં અવળી રૂવાડી થઇ ગઈ હોય તેમ દુહાના ડંખ જેને લાગ્યા હોય તેની દશા પણ તેવી જ થઇ જાય છે

૧૫૪

બહાદુર સાથે બાથ, પાણી મઠાને પરસ નહિ;
સિંહણ સિંહનો સાથ, નહિ સસલાં શ્યાળીયાં.

દુહાની રમઝટ જમાવવી એટલે બહાદુર સાથે બાથ ભીડવા જેવુ છે પાણી વિનાનો માણસ હોય તેને દુહો અડતો પણ નથી એ તો સિંહણ સિંહનો સાથ કરવા જેવું છે, સસલા તથા શિયાળીયાનો નહિ

૧૫૫

કામણ કર્યાં કમાલ, ખાંભી ખોડી ખડબડે;
પાણા કરે પ્રીતાળ, દુહો અમારા દેશનો

અમારા દેશનો દુહો એવો કમાલ કામણગારો છે કે પત્થરની ખાંભીઓને પણ પ્રેમાળ બનાવીને ખડખડાવી નાખે છે મતલબ કે દુહાના નાદથી પત્થરના પાળીયામાં પણ પ્રાણ પ્રગટે છે

૧૫૨

દુહે ખેલે દાવ, જ્યાં જંગીના ગડગડે;
જનોઇવઢા જ્યાં ઘાવ, માથાં લબડે ધડ લડે.

દુહાની રમઝટ જામે ત્યાં યુદ્ધના ઢોલ વાગે છે. અને સામ સામા દુહાગીરો દાવ ખેલી જનોઈવઢ ઘા કરે છે એ વખતે માથાં લબડતાં હોય અને ધડ પડી જાય તેવા દૃશ્યો ખડાં થાય છે.

૧૫૩

બીયે બજાર લોક, ધ્રુજે મંદિર માળિયાં;
ઝીલણીયાના ઝોક, વગડે હાક વગાડતો.

દુહો ઝીલણીયાના ઝપાટા સાથે વગડામાં હાક વગાડે છે, બજારના લોકો એનાથી બીયે છે અને મંદિર તથા માળીયાં દુહાની રમઝટથી ધ્રુજવા મંડે છે.

૧૫૪

મોકે દે તો માર, મોકે માથાં ફેરવે;
ખમતલ ખુંદણહાર, સમે સાચવે સાથરો.

દુહો મોકે માર દીયે છે અને મોકો માથાં ફેરવે છે પરંતુ સમય આવે સહન કરતાં શિખવી બીજાને કામ આવવાનું પણ શીખવે છે.

૧૫૫

દુહો ઢળુકતી ઢાલ, નોધારાની ઓથડી;
દુહો તાર ટપાલ, દુહો દૂત દરગાહનો.

દુહો ઢળકતી ઢાલ જેવો અને નોધારાના આધાર સરખો છે, તાર તથા ટપાલ જેવો અને દરગાહના દૂત જેવો છે.

## ૧૫૬

આશક નટ સાધક સતી, શુરા સહેવો સેલ,
અરાપરીકી બાત નઈ, ખરાખરી કો ખેલ.

સાચો આશક, સાચો નટ, સાચો સાધક, સાચી સતિ અને સાચો શૂરવીર બની સગ્રામ ખેલવો એ સાધારણ વાત નથી. એ તો બધા ખરાખરીના ખેલ છે

## ૧૫૭

કામન કે'છે કંથડા, વેરીયે ન કર્યાં વખાણ;
પચમા પૂછાણો નહિ, પંડ ન થયાં પાખાણ

હે કથ, જો દુશ્મને તારાં વખાણ કર્યાં નહીં અને સમાજમાં કોઈએ ઓળખ્યો નહિ તો મનુષ્ય ન થતા પત્થર થયો હોત તો વધારે સારૂ હતુ.

## ૧૫૮

સરોવરને હંસુ જપે, વરખા જપતો મોર,
સાજણ ને સાજણ જપે, ચાદો જપે ચકોર

સરોવરને હંસ, વર્ષાઋતુને મોર, અને ચદ્રને ચકોર જપ્યા કરે છે તેમ સાજણને સાજણ જપ્યા કરે છે

## ૧૫૯

કુકડ કધા મૃગ કુદણા, લીલા પીળા લાલ,
નવરંગ તોરંગ નિપજે, પડ જોવો પાચાળ.

કુકડાના જેવા કાધવાળા, હરણની પેઠે કુદનારા લીલા, પીળા અને લાલ રગના નવરગ ઘોડાઓ જ્યા નીપજે છે તે પાચાળની ભૂમિ જોવા જેવી છે

૧૫૬

સ્વામી કાજે રણુ ચડે, વપુ ખાગ મખંત;
સાંયા માંગું ઇતિરો, ગીધાં માખ ભ્રખંત.

હે ઇશ્વર એટલું માગું છું કે ધણીને માટે રણમાં ચડતાં તલ્વારથી આખું શરીર વેતરાઇ જાય અને ગીધડાં આ માંસનું ભક્ષણ કરે એવું મોત જરૂર આપજે.

૧૫૭

કામન કે'છે કંથડા, નવ લીધાં હરિ નામ;
કર પર કર કીધો નહિ, નર સરજ્યા નકામ.

કામિની કહે છે કે હે કંથ, હરીનું નામ કોઈ દિવસ લીધું નહિ, ગરીબને દાન આપ્યું નહિ તે મનુષ્યનો અવતાર વૃથા છે.

૧૫૮

પ્રેમીને પ્રેમી જપે, ભગત હરિને જેમ;
જળને જપતી માછલી, જપું મિત્રને એમ.

જેવી રીતે એક પ્રેમી પોતાના પ્રેમપાત્રને યાદ કરે છે, ભક્ત પ્રભુને સ્મરે છે, માછલી જેમ પાણીને ચાહે છે તેમ હું મારા મિત્રને હમેશાં યાદ કરું છું.

૧૫૯

ઓદરથી ઉરે સરસ, નાક નેણુનો તાલ;
ચાર હાથનો ચોટલો, પડ જેવો પાંચાળ.

જે શરીરે સુંદર છે, જેનાં નાક, નેણ નમણાં છે, ચાર હાથનો ચોટલો છે એવી સ્ત્રીઓ જ્યાં થાય છે તે પાંચાળ દેશ જોવા જેવો છે.

વાંધાળું વચમાં પડયું, વા લા માં ય વા લું;
સાંજ સવારે ભરીયેં, ઠાલું ને ય ઠાલું.

વાંધાળું અને વહાલામા વહાલું પેટ આખા શરીરની વચમાં આવેલું છે તે સાજ સવારે ગમે તેટલું ભરો તોપણ ઠાલું ને ઠાલું જ રહે છે.

૧૬૧

જે સાંઠા શેરડ તણા, ઇ ભર બાથે ભરડાય;
તે રસ કડે તવાય, મીઠપ ન મેલે માનડા !

શેરડીના સાંઠાની બથો ભરીભરીને ભરડે છે, તેમાંથી નીકળેલા રસને કડામાં તાવે છે તોપણુ હે માનસિંહજી તે મીઠપ મેલતી નથી.

૧૬૨

જેનાં પોળાં પાન, માંય ભર્યાં પોલાર;
એ ખમે નહિ તોખાર, મેગળ કયાંથી માણુશે.

વનમાં મોટાં પાનવાળા ઘણાં ઝાડ હોય છે પણુ અંદરથી એ પોલાં હોવાથી ઘોડાની ઝપટ એ ખમી શકતાં નથી તો હાથીની તો કયાંથી ખમી શકે ?

૧૬૩

કર આંબો વેડે કરે, ઘણુ શાખું ઘોળાય;
જાડા લીજત ન જાય, મી ઠ પ વા ળી માનડા.

આંબાને હાથથી વેડીને તેની શાખું ( કેરી )ને ખૂબ ઘોળે છે છતાં હે માનસિંહજી જાડેજા તેની મીઠાશની લહેજત જતી નથી.

૧૬૦

કાયા વચ્ચે ગુમડું, એનું ઓસડ અન્ન;
અન્ન પાણીયે ભર્યું હોઇ, તો મોજું દીયે મન.

શરીરની વચ્ચે પેટ રૂપી ગુમડું છે તેનું ઓસડ અનાજ છે. અન્ન પાણીથી ભરેલું હોય ત્યારે મનમાં મોજું આવ્યાં કરે છે અને દિલ પ્રફુલ્લીત રહે છે.

૧૬૧

એકુ પગ ખુંદે કરે, જીં વાવે ઝાડ;
સાંઠા શેરડના, મીઠપ ન મૂકે માનડા.

એકુ પગથી ખુંદીને વાવે છે તો પણ હે જાડેજા માનસિંહજી, શેરડીના સાંઠા મીઠાશ મેલતા નથી.

૧૬૨

પાડા લાદ્યા પરખ, નાકર ભૂખમાં નાડી;
પણ ઓપે અંબાડી, મેંગળ માથે માનડા.

પાડા ઉપર ભાર લાદ્યો હોય અને મુખમાં નાકર નાખી હોય તો તે શોભે છે પરંતુ અંબાડી શોભતી નથી. અંબાડી તો હે માનસિંહજી, હાથી ઉપર જ શોભે છે.

૧૬૩

સોળવલું સામત તણું, સો તાવેય તવાય;
જાડા તેજ ન જાય, મગરે બીજું માનડા!

હે સામંતસિંહના પુત્ર માનસિંહજી સોળવલા સોનાને સો તવાથી તપાવે તો પણ તેનો સ્વાભાવિક ચળકાટ ઓછો થતો નથી ઉલટો વધે છે.

૧૬૪

સાચી રજપુતી દીઠી, ધરમ નીતિના દોર;
જીવનનો એ તોર, માણે જગમાં માનડાં.

ધર્મ અને નીતિ એજ જેના જીવનનો જુસ્સો છે એ રજપુતો જ એ જીવનને માણી શકે છે.

૧૬૫

સમદર લેરૂં ટાઢીયું, એથી ય ટાઢો વા;
પિયુ વિનાનાં પોઢણાં, કાળજ કટારી ઘા.

સમુદ્રની લહેરીઓ ઠંડી હોય છે, તેથી ઠંડો વાયુ હોય છે, પરંતુ પતિ વિનાનુ સ્ત્રીનું જીવન કાળજા ઉપર કટારીના ઘા જેવું છે.

૧૬૬

સાજણ વિસર્યાં ન વિસરે, જેથી બાંધ્યો નેહ;
પળપળ હૈયે સાંભરે, જેમ બપૈયો મેહ.

જેની સાથે સ્નેહ બંધાણો છે તેવા પ્રેમી દિલમાંથી ઘડીભર ભૂલાતા નથી, અને બપૈયાને વરસાદ સાંભરે તેમ હરેક પળે સાંભર્યાજ કરે છે.

૧૬૭

વ્રજ દેશાં ચંદણ બનાં, મેર પહાડાં મોડ,
ગરૂડ ખગાં લંકા ગઢાં, રાજ કળી રાઠોડ.

દેશમા વ્રજ, વનમા ચદનનું વન, અને પહાડોમા મેરૂ પહાડ એ શ્રેષ્ઠ છે તેમજ પક્ષીઓમાં ગરૂડ, ગઢમાં લંકાનો ગઢ અને રાજકુળમાં રાઠોડનુ કુળ એ પણ શ્રેષ્ઠ મનાય છે.

એક વચન એક જોર, રજપુતે બહુ જાળવ્યાં;
દિલાવરીના દોર, જાણે જગમાં માનડા.

એક વચન, એક જ સરખું શૌર્ય અને એક જ સરીખી દિલાવરી હે માનસિંહજી રજપૂતોએ જ જગમાં જીવતાં રાખ્યાં છે.

૧૬૫

દરિયા હુવા મામલા, વાયા ભલા વાઉ;
મનરંજણ સજણ મીલે, એથી થંડા કાઉ.

એક તો દરિયાના મામલા તેમાં ઠંડા વાયરા વાતા હોય તેમાં મનરંજન પ્રેમી મિત્ર મળી જાય તેનાથી ( ઠંડુ ) સુખદાયક બીજું કાંઇ નથી.

૧૬૬

પ્રથવી જળ પણુગાં પડે, નભમેં જીતને તાર;
દિલ સાજણીયા સાંભરે, દિનમેં એતી વાર.

પૃથ્વી ઉપર જેટલા પાણીનાં છાંટા પડે છે અને આકાશમાં જેટલા તારા છે તેટલી વાર પ્રતિદિને વહાલાં હોય તે મનમાં સાંભર્યા કરે છે.

૧૬૭

ઘોડો જોડો પાઘડી, મૂછાં તણો મરોડ;
એ ચારને ના ચુકે, રજપુતાં રાઠોડ.

ઘોડો, મોજડી, પાગડી, અને મૂછનો મરડ એ ચાર વસ્તુને રાઠોડ રજપુતો કદી છોડતા નથી.

૧૬૮

દાંત પડે આંખો ગયે, હાડ ગળી ગળી જાય;
મરવું મોટું દોહ્યલું, કોણ રંક ને રાય!

દાંત પડી જાય, આંખે અંધાપો આવે હાડકા સુદ્ધાં ગળી જાય એવી નબળી સ્થિતિમા પણ કોઇને મરવું ગમતુ નથી.

૧૬૯

સમા સમાનાં ગાન, ગાતાં જેને આવડે,
એ નર ચતુર સુજાણ, જીતે બાજી જગતમાં.

જે પુરુષ વખત વર્તી શકે છે અને કીયે વખતે શુ બોલવુ એ બરાબર જાણે છે એ આ જગતમા યશસ્વી બને છે.

૧૭૦

ચડતી પડતી સર્વની, સાથે સરખી જાય;
રાજા બને છે રંક ને, રંક બને છે રાય.

ચડતી પડતી સર્વ મનુષ્યોને એક સરખી અસર કરે છે એનાથી કોઈ બચ્યુ નથી એને પરિણામે રાજા રંક બને છે અને રંક માણસ રાજા બન્યાના ઘણા દાખલા છે

૧૭૧

હસત મુખાં ને હેતાળવા, મલકે વેણે વેણ;
એને કાંટો ન વાગજો, હોઇ પારકા સેણ.

હસમુખા, પ્રેમાળ અને વચને વચને મલકતા હોય તેવાં પ્રેમી અને પારકાના પ્રેમી હોય તોપણ તેને એક કાંટો પણ વાગજો મા

૧૬૮

મરવો મરવો સબ કહે, મરી સકે નહિ કોઇ;
મરના તો એસો મરો, ફેર ન મરવો હોઇ.

મરવું મરવું તો બધા કહે છે પરંતુ કોઇ મરી જાણતું નથી. કારણ કે મરવું તો એવી રીતે મરવું કે ફરી મરવું ન પડે.

૧૬૯

જીવ્યો તે નર જાણ, જેણે જગને પારખ્યું,
સમજે લાભ ને હાણ, આંખ ઉઘાડે માનવી.

જે માણસ આંખના પલકારામાં જગતને પારખી શકે છે અને શેમાં હાની અને શેમાં નુકસાન છે એ સમજી શકે છે એ માણસ જ સાચી રીતે જીવી ગયો કહેવાય.

૧૭૦

ઘર આંગણિયે રોજ, તડકો છાંયો હોય;
સુખ દુઃખના વારા મહીં, બચી શકે નહિ કોય.

જેવી રીતે ઘરને આંગણે રોજ તડકો છાંયો દેખાય છે તેવી રીતે સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ વારા કાઢ્યા કરે છે અને એમાંથી કોઇ બાકાત રહેતું જ નથી.

૧૭૧

બહુ બોલાં ને બુધ્ધિહીણાં, નીત ચડાવે નેણ;
કરડે કાળોતરો, હોય પોતાનાં શેણ.

બહુ બોલકાં અને બુધ્ધિ વિનાનાં અને ક્રોધમાં નેણ ચડાવી રાખે તેવાં પ્રેમી પોતાનાં હોય તોપણ તેને કાળોતરો સર્પ કરડજો.

૧૭૨

કયું સરોવર પાળ વીણુ, કયું મૂળ વીણુ ડાળ;
કયું ફૂલ વીણુ વાસના, કયું મોત વીણુ કાળ.

પાળ વિનાનું સરોવર, મૂળ વિનાની ડાળી, ફુલ વિનાની સુગંધી અને કાળ આવ્યા વિનાનું મોત કેમ હોઈ શકે ? અર્થાત ન જ હોય.

૧૭૩

ઉજડ કેડા ફીર વસે, નિર્ધનીયાં ધન હોય;
ગયાં જોબન ન સાંપડે, મુવાં ન જીવે કોય.

ઉજડ રસ્તાઓ ફરીથી વસે છે, નિર્ધનને ધન પ્રાપ્ત થાય છે, પરંતુ ગયુ યૌવન ફરી સાપડતું નથી તેમજ મરેલાં કોઈ જીવતા થતા નથી.

૧૭૪

નારીને નર પારખે, સુધરે સઘળાં કાજ;
સંસારે એ મુત્સદ્દી, ભલે નારીનો સાજ.

જો પુરૂષ સ્રીને બરાબર ઓળખી લેય તો એનાં સઘળાં કાર્ય સફળ થાય છે. એ ભલે સ્રી છે પણ સંસારમા એની કુશળતા અજબ હોય છે.

૧૭૫

ત્રિયા નમાવે દેવને, ત્રિયા અપાવે રાજ;
ત્રિયા કુશળ સંસારમાં, ત્રિયા જગતની લાજ.

સ્રી એ એક શક્તિ છે કે એ દેવને નમાવી શકે છે, માણસને રાજ અપાવી શકે છે. એ સંસારમાં એટલી બધી કુશળ છે કે એનાથી આખુ જગત શોભે છે.

૧૭૨

મન સરોવર પાળ વીણુ, પવન મુળ વીણુ ડાળ;
માણુસ ફુલ વીણુ વાસના, નીંદ મોત વીણુ કાળ.

મન રૂપી સરોવર પાળ વિનાનું છે, પવન રૂપી ડાળ મૂળ વિનાની છે, સારા મનુષ્યની કીર્તિ ફુલ વિનાની વાસના છે અને નિદ્રા એ કાળ વિનાનું મૃત્યુ છે.

૧૭૩

મળશે કોક દિ માનવી, દેશ વિદેશ ગીયાં;
વો સજન નઈ સાંપડે, ધરતી ઢંક થીયાં.

દેશ વિદેશમાં ગયેલાં મનુષ્યો કોઇ દિવસે મળે છે પણ મૃત્યુ પામીને ઢંકાઈ ગયેલા સજ્જન ફરી કોઈ દિવસ સાંપડતાં નથી.

૧૭૪

નવરે દિ નાથે ઘડી, નારી નમણી જાત;
રીઝે તો રમણે ચડે, ખીજે મારે લાત.

ઇશ્વરે ફુરસદને દિવસ નમણી સ્ત્રી જાતીને રચી છે એ જેના પર ખુશી થાય એનું કલ્યાણ કરે અને ગુસ્સો આવે એનું એ અપમાન કરે.

૧૭૫ .

ત્રિયા મોહે જે પડે, પડે નાશને પંથ;
ત્રિયા પરખી પ્રેમથી, સુખી થયા એ કંથ.

જે પુરૂષ સ્ત્રીના મોહમાં ફસાયો એનો અંતે નાશ જ થાય છે પણ જે પોતાની સ્ત્રીને પ્રેમથી ચાહી શકે છે એ પુરૂષ હમેશાં સુખ જ મેળવે છે.

૧૭૬

વીધી રૂઠે ત્રુઠે કવન, કો કરીયે સહાય;
વન દવથી જળમેં વહે, વહાં જાળ ફેલાય.

વિધિ વિફરે ત્યારે કોઇ પણ કૃપા ન કરે અને સહાય પણ કોઇ ન કરે. કુદરતના કોપથી વનમાં દાવાગ્નિ લાગવાથી છુટાં પડેલાં ફુલો જળમાં આશરો લઇ વહ્યાં જતાં હોય ત્યાં પણ જાળમાં ફસાઇ જાય છે.

૧૭૭

કોઇ હસેને કોઇ રૂવે, કોઇ રહે સુનકાર;
કીરતારે એ કલ્પીને, સરજીયો સંસાર.

આ સંસાર પ્રભુએ એવા પ્રકારનો સરજ્યો છે કે કોઇ હસે છે, કોઈ રૂવે છે અને સુનકાર ઉદાસીન થઇને રહે છે.

૧૭૮

મચ્છ મહાજળ હોઇ, કયે અવગણે કઢીયો;
છલકી છેહ દીયો, સાયરે સંઘર્યો નઈ.

સમુદ્રના મહાજળમાં રહેતા મચ્છને સમુદ્રે કયા અવગુણથી બહાર કાઢી નાંખ્યો. બહાર કાઢ્યા પછી પણ તેનાથી વિખુટો થઇ ભટકે છે અને સમુદ્ર પણ તેને સંઘરતો નથી.

૧૭૯

સોરઠ દેશ સોહામણો, ચંગા નર ને નાર,
જાણે સ્વર્ગથી ઉતર્યાં, દેવ દેવી અનુસાર.

આ સોરઠ દેશ ઘણો જ સોહામણો છે કે જ્યાં જાણે સ્વર્ગથી ઉતરી આવ્યાં હોય તેવાં દેવ અને દેવીઓનાં સ્વરૂપવાળાં ઉદાર નર અને નારીઓ વસે છે.

૧૭૬

ભાવિ પદારથ મટે નહિ, કોટી ખરચે દામ;
અપન સેં ભલા હોય તો, કહા દૈવસેં કામ.

કરોડો દામ ખરચવા છતાં ભાવિ નિર્માણ થયેલું હોય તે મટતું નથી. પોતાનાથી ભલું થઇ શકતું હોય તો દૈવનું શું કામ પડે !

૧૭૭

કોઇ ચડયા તોખાર, કોઇ પગપાળા ચાલતા;
કરી રચના કીરતાર, કોઇ ગજપીઠે માલતા.

પ્રભુની રચના જ એવી છે કે કોઇ ઘોડા ઉપર ચડે છે, કોઈ પગે ચાલે છે તો કોઇ હાથીની પીઠ પર પણ બેસે છે.

૧૭૮

હાંરે કુંવર હલામણા, દશા ફરંતાં ઘાટ;
તું ઉછળ્યો આભપરા ધણી, તો મછડો કોણુજ માટ.

હે કુંવર હલામણ, એ બધા દશા ફરવાના ઉપાય છે. હે આભપરાના ધણી તું પોતે ઉછળીને ચાલ્યો ગયો તો મચ્છની તે શી વિસાત ?

૧૭૯

જોબન મદમાતી બહુ, હાલે ઢળકતી ઢેલ;
ભાદર આરે જળ ભરે, ત્રાંબા પીતળ હેલ.

યૌવનમાં મદમસ્ત અને ઢળકતી ઢેલના જેવી સુંદર ચાલે ચાલતી રમણીઓ માથા ઉપર ત્રાંબા પીત્તળની હેલ લઇને ભાદર નદીને આરે પાણી ભરે છે.

નફટ કુટીલ નાદાર, નીચ કપટ છોડે નહીં;
કરે ભલા ઉપકાર, રૂઠા તુઠા રાજીયા.

નફટ, કુટીલતાવાળા, નાદાર અને નીચ હોય તે કપટ છોડતા નથી, પરંતુ ભલા પુરૂષો હોય તે, રિસાયા હોય કે ખુશી હોય છતાં હે રાજીયા, ઉપકારજ કરે છે.

૧૮૧

જેનું અન્ન જળ ખાય, ખળ તેનું ખોટું કરે,
જડા મૂળથી જાય, રામ ન રાખે રાજીયા.

ધણીનું અનજળ ખાઇને તેનુંજ જે મૂર્ખ ખોટું કરે છે તે જડામૂળથી નાશ પામે છે. રામ પણ હે રાજીયા, તેને રાખતા નથી

૧૮૨

આપે અન્ન ઉદાર, સ્વારથ કે પરમારથે,
પુન્યનું ફળ અણુપાર, રોટી મોટી રાજીયા.

સ્વાર્થ કે પરમાર્થના ગમે તે કારણે ઉદારતાથી જે માણસ અનાજ આપે છે તેના પુન્યનુ ફળ પાર પામી શકાય નહિ તેટલુ થાય છે કારણ કે હે રાજીયા, આ જગતમા રોટી સૌથી મોટી છે.

૧૮૩

ગુણ અવગુણ જે ગાય, સુણે ન કોઇ સાભળે,
મચ્છ ગળાગળ માય, રેહણો મુસ્કીલ રાજીયા.

જ્યા ગુણ કે અવગુણની કદર નથી તેમજ તેને કોઈ સાંભળતું નથી એવા મચ્છ ગળાગળમાં રહેવું હે રાજીયા બહુજ મુશ્કેલ છે.

ઘુખળ ખ ર ખા ય, હાથળ દળ મોતી હણે;
મર નાહર મર જાય, રજ ન ભરખે રાજીયાઃ

ગધેડાં ઉકરડાની ધૂળ ખોળીને ખાય છે પરંતુ સાવજ તો હાથીના કુંભસ્થળને ફાડી નાખી તેના ઉપર જ હાથ કરે છે. ભલે સાવજ ભૂખે મરી જાય તોપણ હે રાજીયા, તે કદી ખડ ખાતો નથી.

૧૮૧

હૈયાં મેલાં હોય, સંગત તેમાં શું કરે;
કાજળ ઉપર કોય, રંગ ચડે નઇ રાજીયા.

જેનાં મન મેલાં હોય તેની સંગત કરવી નકામી છે. હે રાજીયા કાજળ ઉપર બીજો રંગ કદી ચડતો જ નથી તે કાળું જ રહે છે તેમ જેનાં મન મેલાં હોય તે મેલાં જ રહે છે.

૧૮૨

જગમાં દીઠું જોય, એજ પ્રગટ વેવારમાં;
કુળ નહિ મોટું કોય, રોટી મોટી રાજીયા.

જગત જે દ્રષ્ટિથી જુએ છે તે જ વસ્તુ વહેવારમાં પ્રગટ રીતે મૂકવી. કોઇનું કુળ મોટું હોય તેથી તે મોટા કહેવાતા નથી પરંતુ હે રાજીયા, રોટી સૌથી મોટી છે.

૧૮૩

નિત જતન કરીયેંહ, કુકડ કુગંધ કુમાણુસા;
છેડી ન લીજે છેહ, રેવા દૈયેં રાજીયા.

કુકડો, કુગંધ અને ખરાબ માણુસ એટલાંને જતનમાં રાખવા પરંતુ હે રાજીયા તેની છેડ કરીને અંત ન લેવો.

૧૮૪

કંઈ માનવ ઓસડ કરે, ખાલી નાણું ખોય;
કદી ન તુંબણુ કોય, સાધે ન આયુ શામળા.

હે શામળા, મનુષ્યો કંઇક ઓસડ વેસડ કરીને ખાલી નાણાં ગુમાવે છે. કારણ કે આયુષ્યને સાંધવાની તારા સિવાય કોઈ બીજાની તાકાત નથી.

૧૮૫

અંગે હેતુ આવે નહીં, સરગે ભેળો સાથ;
આખર જમને હાથ, સઉને જાવું શામળા.

અંગતનો ગમે તેવો મિત્ર હોય છતાં સ્વર્ગમાં સાથે આવતો નથી છેવટે તો સૌને હે શામળા જમને હાથજ જવાનું છે.

૧૮૬

ઝીલે કોઇ જવાબ, ઠાકર મેંથી થાસે નઇ;
અ લ બે લી અતપાત, સરગેં કોરટ શામળા.

શામળો કહે છે હે ઠાકર, અલબેલી અને ઉત્પાતકારી એવી સ્વર્ગની કોરટમાં મારાથી ઝીલે કાંઇ જવાબ આપી શકાશે નહિ.

૧૮૭

ભલ માગ્યા ભૂપાળ, હર માગ્યા નઈ હેતથી;
કબજે કરસે કાળ, શી ગત કરવી શામળા ?

મોટા મોટા રાજાઓને માગવા અનેક વખતે ગયો પરંતુ પ્રભુ પાસે હેતથી કોઇ દિવસ માગ્યું નહિ તેથી જ્યારે કાળ કબજે કરશે ત્યારે શામળો કહે છે મારી શી ગતિ થશે ?

૧૮૪

જીવતડાં હાખે જગત, સગપણ જુઠું છેક;
અંતને ટાણે એક, સાચો બેલી શામળા.

આ જગતમાં અનેક સગપણ છે પરંતુ તે જીવતાં સુધી છે એટલે બધાં જુઠાં છે પરંતુ હે શામળા અંતને વખતે સાચું સગપણ એક તારૂં જ છે અંતે સાચો બેલી તું જ છે.

૧૮૫

કંઇ માનવ ભેળી કરે, એ તો જુઠી આથ;
હક વણ ખાલી હાથ, સરગે જાવું શામળા.

મનુષ્યો મહેનત કરીને કંઇક દ્રવ્ય અને માલમીલ્કત ભેળી કરે છે પરંતુ એ બધી હક્ક વગરની આથ સ્વર્ગમાં સાથે આવતી નથી ત્યાં તો ખાલી હાથે જ જવાનું છે.

૧૮૬

વીઠલ એકે વાર, રતીભર રાજીપો નઇ;
આવું દુઃખ આધાર, શાને દીધું શામળા.

હે વિઠ્ઠલ, એક વખત એક રતીભાર પણ ખુશી આનંદમાં રહ્યો નહિ. આવા પ્રકારનું હે આધાર રૂપ શામળા મને શા માટે દુઃખ દીધું ?

૧૮૭

મેલી નઇ મોહજાળ, આખો ભવ એળે ગયો;
કબજે કરસે કાળ, શી ગત કરવી શામળા.

આ સંસારની મોહજાળ છોડી નહિ અને એમને એમ આખી જીંદગી એળે ગુમાવી છે તેથી કાળ કબજે કરશે ત્યારે શું ગતિ થશે ?

તાવી તન ટાચે કરી, તોય મીઠપ મેલી ના.
સા કા શે ર ડય ના, દુનિયા વખાણે દાદવા.

તનને ટાચી નાખીને પછી કડામાં ઉકાળ્યા. છતા શેર પોતાની મીઠપ મેલતી નથી તેથી હે દાદવા ! દુનીયા તેના વખાણ કરે છે

૧૮૯

ઘ ડી ના ઘ ડી યા ળા, છત્રપતી ચેત્યા નહીં,
માથે મોત વાળા, ગડે દદામા દાદવા.

માથા ઉપર ઘડી ઘડીનાં ઘડીયાળા વાગી રહ્યાં છે છતા છત્રપતિઓ ચેતતા નથી, હે દાદવા મનુષ્યના માથા ઉપર મોતનાં નગારા ગગડી રહ્યાં છે

૧૯૦

મળીયો તું સે મેળ, મન બીજે જ મળે નહીં,
ભળીસું સાકર ભેળ, દુધને ચોખા દાદવા

દુધ સાકર અને ચોખાનો મેળ મળી જાય છે તેવી રીતે હે દાદવા તારા સાથે મારો એવો મેળ મળી ગયો છે કે મારૂં મન હવે બીજા સાથે મળતું નથી

૧૯૧

પોતાના પકતા કરી, દેઇ બીજાને દાન,
કરમી કેવળ સમાન, દીઠો તુને દાદવા

પોતાનાં જે હોય તેને પડતા મેલીને પણ બીજાને દાન આપનાર કરમી તો હે દાદવા તનેજ જોયો



ચિત્રકાર ] પ્રાણ ગયે છો પત રહે [ રા શીલ્સ

## ૧૮૮

ચિત્તોડે ચડ્યું નઇ, દેતાં મન લાખું દામ;
બાંધ્યું બાલાગામ, દલ તાં આમણું દાદવા.

ચિત્તોડના ધણી રાણાએ લાખું પૈસા આપ્યા છતાં જે મન ચડ્યું નહીં તે મારું મન હે દાદવા, બાલાગામ સાથે બંધાઇ ગયું છે.

## ૧૮૯

પાંચ માથાં દશ પગ, ચાળવિયાં આઠજ ચળે;
સાચકડું સંસાર, દુનિયા દેખે ન દાદવા.

ચાર જણ ઠાઠડી ઉપાડે એક જણ અગ્નિની દોણી ઉપાડી આગળ ચાલે એમ પાંચ જણ સંસારમાં સાચું દર્શન કરાવે છે છતાં હે દાદવા, દુનિયા એ કેમ દેખતી નથી ?

## ૧૯૦

મળીયા મૂઢ ઘણાય, મનસાગર મળીયા નહિ;
તરસું તનડા માંય, દાઝ ન ભાંગી દાદવા.

મૂઢ તો ઘણા મળ્યા પરંતુ મનની જાણવાવાળા કોઇ સાગર રૂપી ન મળ્યા જેથી તેવાને મળવાની ઇચ્છા મનની મનમાંજ રહી ગઇ. હે દાદવા, તે દાઝ ઓલાણી નહિ.

## ૧૯૧

લોભીને લાખુ તણાં, દેતો કરણ દાન;
તે દિ પણુધારી પઠાણ, દેશમાં નો'તો દાદવા.

લોભીને લાખુનાં દાન કરણ આપતો તે વખણાઈ ગયો છે પરંતુ હે પણુને ધારણ કરનાર પઠાણ દાદવા, તે દિવસે તું દેશમાં નહોતો નહિંતર કરણ પણ તારી હરોળમાં ન આવત.

૧૯૨

કણબી કાયર કણસલે, સ્રીયા કાયર દુધ,
બ્રાહ્મણ કાયર પરોણુલે, વણીક કાયર જૂદ્ધ.

કણબી ખડ આપવામાં કાયર (અનઉદાર) હોય છે, ઓરત દુધ આપવામા કાયર હોય છે, બ્રાહ્મણ મીજમાનથી અને વાણીયો યુદ્ધથી કાયર હોય છે.

૧૯૩

કાચ કથીર ને અધીર નર, કસે ન ઉપજે પ્રેમ;
કસોટીયું સજન સહે, કાં હીરા કાં હેમ

કાચ કથીર અને અધીર માણસોની કસોટી લેવાથી પ્રેમ ઉપજતો નથી પરંતુ કસોટી તો સજ્જન પુરૂષો હીરા અને સોનુજ સહન કરે છે અર્થાત્ સજ્જન પુરૂષો, હીરા અને સોનાની કસોટી લેવાથી પ્રેમ ઉપજે છે.

૧૯૪

કપટી જનના જ્ઞાનમાં, લુબ્ધ ન થશો લગાર,
બગલા દયાન ધર્યાં છતાં, કરે મછનો અહાર.

કપટી માણસોના જ્ઞાનમાં બીલકુલ લુબ્ધ ન થવુ કારણ કે બગલો ધ્યાન ધરીને બેસે છે પરંતુ સમય આવે માછલીનો આહાર કરી લે છે. તેમ કપટી માણસો બગલા જેવા જ છે.

૧૯૫

દાતા પુછે ન ટીપણુ, શુકન નહીં પુછે શુર;
મરવાને મંગળ ગણે, રણુ ચડતાં રણુ નુર.

દાતાર દાન આપતી વખતે ટીપણાવાળાને પૂછતો નથી અને શુરવીર રણસંગ્રામમાં જતી વખતે શુકન પૂછતો નથી. રણમાં ચડતા શુરવીરો મરવાને મંગળ કાર્ય ગણે છે.

૧૯૨

બ્રાહ્મણુ જળથી ઓસરે, ક્ષતરી રણથી જાય;
વૈશ્ય ડરે વેપારથી, કાયર ઇ કહેવાય.

બ્રાહ્મણ જો સ્નાન કરવાથી નબળો પડે, ક્ષત્રિય જો રણથી પાછો ફરે, અને વણિક જો વ્યાપારથી ડરે તો એ કાયર કહેવાય છે.

૧૯૩

સજ્જન વનવેલી ભલી, કરે ઝાડ સું પ્રીત;
સૂકે પણ મૂકે નઈં; એ સજ્જનકી રીત.

સજ્જન પુરૂષો સુંદર વનની વેલીઓ જેવા છે. જેમ વેલી જે ઝાડ સાથે લપટાણી હોય તે ઝાડ સુકાઇ જવા છતાં પણ તેનાથી અળગી થતી નથી તેમજ સજ્જન પુરૂષો જેની સાથે સ્નેહ બાંધે છે તેને ગમે તે સંયોગમાં છોડતા નથી.

૧૯૪

મન મેલા તન ઉજલા, બગલા કફર ઢંગ;
ઉનસેં તો કાગા ભલા, તન મન એકજ રંગ.

શરીરે ઉજ્વળ હોવા છતાં બગલા મનના મેલા હોય છે એટલે તેથી તો કાગડાઓ જ સારા કે જેના શરીર અને મનનો રંગ એક સરખો હોય છે. તાત્પર્ય કે બહાર ઉજ્વળ દેખાતા હોય અને મનના મેલા હોય તેવા મનુષ્યો કરતાં બહાર અને અંદરથી મેલા મનુષ્યો સારા કારણ કે તેનાથી કોઈ છેતરાતું નથી.

૧૯૫

રંગ રજપુતાં રંગ હે, રણુમાં ઝૂઝણુહાર;
મારણુ મરણુકે કારણે, ધર્યો ધરણુ અવતાર.

રણસંગ્રામમાં શુરવીરતાથી લડનાર અને મારવા કે મરવા જેણે અવતાર ધારણ કર્યો છે તેવા રજપુતોને અનેક વિધ રંગ છે. -

૧૯૬

કૃપણ જતન ધનરો કરે, કાયર જીવ જતન;
શૂર જતન ઇણુરો કરે, જીણુરો ખાધો અન્ન.

લોભી માણસ પૈસાનું રક્ષણ કરે છે કાયર પોતાના જીવનું રક્ષણ કરે છે, અને શુરવીર પુરૂષ હોય તે જેનું અનાજ પોતે ખાધુ હોય તેનું રક્ષણ કરે છે. નિમકહલાલી બજાવે છે.

૧૯૭

આધાં પેરે લુગડાં, વાતું કરે અજબ્બ;
રાજાનાં મન રીઝવી, ગોલાં કરે ગજબ્બ.

પાતળા લેધા અને અજાયબ પમાડે તેવા વસ્ત્રો ઓઢી પહેરીને અને રાજાઓના મનને ખુશ કરીને, ગોલાં હોય તે ગજબ કરી નાખે છે.

૧૯૮

દેણું લેણું આપણું, આયા શરણ આધાર,
કહો એ રાણી કયાં ગઈ ? જે જણતી જોધાર.

જેના પુત્રો શુરવીર હતા, દેવા લેવામા હમેશા કોઇને આપવાનું જ સ્હમજતા, શરણે આવે એનો ઉદ્ધાર કરતા એવા યોદ્ધાને જણનારી રજપુતાણીઓ આજે કયા ગઇ છે ?

૧૯૯

મારી નાખે ઠામ; ભલે વિધાતા વિફરે,
ડગલે ડગલે આમ, ડરવાથી મરવું ભલું.

ભલે વિધાતા ક્રોધાયમાન થઇને ઠાર મારી નાખે પરંતુ ડગલે ડગલે ડરવાથી મરવું બહેતર છે.

૧૯૬

કેસર કેશ ભુજંગ મણી, મેળવવાજ મથંત;
સતિ શીયળ ને કૃપણ ધન, મૂવાં હાથ પડંત.

સાવજની કેશવાળી, સર્પનો મણી, સતીનું શીયળ તેમજ લોભીયાનું દ્રવ્ય એ મેળવવાને ભલે કોઇ પ્રયત્ન કરે, પરંતુ તે બધી વસ્તુઓ સાવજ, સર્પ, સતી અને લોભી જીવતાં હોય ત્યાં સુધી પ્રાપ્ત નથી થતી પરંતુ તેમના મર્યા પછીજ પ્રાપ્ત થાય છે.

૧૯૭

વાંસ વધે વીસ કાતળી, પો લો ને ય પોલો;
ગો લો બેસે ગા દી યે, ગોલો તેય ગોલો.

વાંસડો વધીને વીશ કાતળીનો મોટો થવા છતાં તે પોલો જ રહે છે તેમ ગુલામ હોય તે રાજગાદી ઉપર બેસે તો પણ ગોલો જ રહે છે.

૧૯૮

મરદું કેરી મુછડી, હોદો બાલ ઘણાય;
ગંડક કેરો પુછડો, તે શું શૂર ગણાય.

મરદોની મૂછના બે મોવાળા પણ ઘણા છે. ( મૂછમાં વધારે મોવાળા હોવાથી કાંઇ શુરવીર ગણાતો નથી. ) ગેંડકના પુછડામાં ઘણા વાળ હોવા છતાં તે શુરવીર ગણાતો નથી.

૧૯૯

દા ઝ્યા ઉપર ડાં મ, સહન ન થાય શરીરથી;
હુકમ ઉપાડી કામ, કરવાથી મરવું ભલું.

દાઝ્યા ઉપર ડામ જેમ શરીર સહન નથી કરી શકતુ તેમ દાઝ્યા ઉપર ડામ જેવું કાર્ય હોય અને તે કોઇના હુકમથી કરવાનું હોય તો તે જીવવા કરતાં મરવું બહેતર છે.

## ૨૦૦

મનમા રહી મુઝાય, હૈયામા હુલસે નહીં,
પ્રાણ દીવાનો થાય, ફરવાથી મરવું ભલું

જે મનમાં હમેશાં મુઝાઈ રહે છે જેના અંત કરણમાં બીલકુલ આનંદ નથી, એવો જો તું દીવાનો થઇ ગયો હોય તો તેનાથી મરવુ બહેતર છે

## ૨૦૧

વગર કારણ આમતેમ, ખાલી ધક્કા ખાય,
ઉદ્યમ કાંઇ કરે નહીં, એ મુરખ કહેવાય

કાંઇ પણ કારણ વગર ખાલી આમથી તેમ ધક્કા ખાય છે ઉદ્યમ કાંઇ કરતો નથી તે પણ મૂર્ખ છે

## ૨૦૨

માનમા તો જાણે નઇ, જટ આઘો ચડ જાય,
વણ પૂછે વાતું કરે, એ મુરખ કહેવાય

જે પોતાના સ્વમાનમા કાંઇ જાણતો નથી અને બોલાવ્યા વગરનો કોઇની પાસે જઇને પૂછયા વગરની વાતો કરવા માંડે છે તે પણ મૂર્ખ કહેવાય છે.

## ૨૦૩

કરીયે સપ કુટુંબમા, શતરૂથી શું થાય,
ઝાડ ટકે છે ઝુંડમા, એકલ ઉડી જાય

જો કુટુંબમાં સાચો સપ હોય તો શત્રુ તેને કાંઇ કરી શકતા નથી ઝાડવુ પણ તેના ઝુંડમા હોય તો ટકે છે અને એકલુ ઉડી જાય છે

२००

આ રા ધ્યા ના રામ, કોઈ દિ કોડે કરી;
પછી વાંકા વળી સલામ, કરવાથી મરવું ભલું.

હોંસપૂર્વક રામચંદ્રજીની આરાધના કોઇ દિવસ કરી નહિ અને પછી કોઇ માણસને વાંકા વળીને સલામ કરવી પડે તો તે જીવવાથી મરવું બહેતર છે.

२०१

કરજ કરી ધન વાવરે, ફુ લા ણ્યો ફુ લા ય;
વળતી વિમાસણ કરે, એ મુરખ કહેવાય.

બીજાના ફુલાવવાથી ફુલાઈ જઇને માથા ઉપર કરજ કરીને જે પૈસા વાપરે છે અને પાછળથી તે સંબંધી ઓરતો કરે છે તે ખરેખર મૂર્ખ કહેવાય છે.

२०२

આખાની આશા થકી, અડધો તજવા જાય;
ખુવે બન્ને જે ખંતથી, એ મુરખ કહેવાય.

જેને આખો મળવાની તો આશા જ નથી, અને અરધો મળતો હોય છતાં તેને તજી દે છે એટલે ખંતથી જે બન્નેને ખોઇ નાખે છે તે મૂર્ખ કહેવાય છે.

२०३

તરત તોડવા તાંતણો, હિંમત સહુની હોય;
જૂથ મળે જાડું થતાં, કાપી શકે ન કોય.

સુતરનો એક જ તાંતણો હોય તો તેને તોડી નાખવા સૌ કોઇ હીંમત કરે છે પરંતુ તે જ તાંતણાઓને એકત્ર કરીને જાડું દોરડું બનાવવામાં આવે તો પછી તેને કોઇ તોડી શકતું નથી મતલબ કે સંપ ત્યાં જંપ છે.

સંપતિ સુખ સાચું નહિ, સંપત્તિમાં પણ તોસ;
મહાસુખ આ સંસારમાં, સુખનું મૂળ સંતોષ.

સંપતિ એ સાચુ સુખ નથી કારણ કે ગમે તેટલી સંપતિ મળવા છતાં પણ ( તરસ લાગ્યા કરે છે ) અસંતોષ રહે છે માટે આ સંસારમા મોટુ સુખ તો સંતોષમા જ છે. સંતોષ એજ સુખનુ મૂળ છે.

૨૦૫

લોભી જનના લખણથી, લખમી પણ લજવાય,
ચેંદળ ઘરની વલ્લભા, નિત્ય નિસાસા ખાય.

બાયલા પુરૂષની ઓરત જેમ હમેશાં નિસાસા નાખે છે તેમ લોભી માણુસના લક્ષણ જોઇને લક્ષ્મી પણ તેનાથી શરમાય છે.

૨૦૬

પુરણ વૈભવ પામતાં, નર હોઇ નાદાન;
એને પૈસો આપતાં, ભૂલ કરી ભગવાન.

પૂરણ વૈભવ પ્રાપ્ત થતાં છતા જે માણુસ નાદાન ( લોભી ) હોય તેને પૈસા આપવામાં પણ ઇશ્વરે ખરી ભુલ કરી છે

૨૦૭

જાકો જસ હે જગતમેં, જગત સરાહત તાહે,
તાકો જીવન સફલ હે, કહત અકબર શાહ.

જે મનુષ્યનો યશ જગતમા ફેલાયો છે તેને આખુ જગત વખાણે છે અને અકબરશાહ કહે છે કે તેવા મનુષ્યનું જીવન સફળ છે.

૨૦૪

ગૌધન ગજધન વાજીધન, ઔર રતનધન ખાન;
જબ આવે સંતોષ ધન, વો ધન ધુરી સમાન.

માણસને જ્યારે સંતોષ રૂપી સાચા ધનની પ્રાપ્તિ થાય છે ત્યારે ગાયોનું ધન, હાથી ઘોડાનું ધન અને રત્ન તથા ધનની ખાણો એ બધું ધૂળ જેવું તુચ્છ જણાય છે. સંતોષ એજ સાચું ધન છે.

૨૦૫

માયા મરદની અસતરી, ઇ નામરદાની મા;
દાતા હોય ઇ વાવરે, સોમને ના વે સા.

માયા મર્દ પુરૂષની સ્ત્રી સમાન છે અને નામર્દની મા સમાન છે દાતાર હોય તે એનો ઉપયોગ કરી શકે છે પરંતુ લોભીને એની સૌરભ પણ મળતી નથી.

૨૦૬

કરથી નવ સુકરત કરે, ધરાય ખાય ન ધાન;
એ નરને ઉપજાવતાં, ભુલો પડયો ભગવાન.

હાથથી કાંઇ સુકૃત્ય કરતો નથી, ધરાઇને અનાજ ખાતો નથી એ મનુષ્યને સરજાવતાં ઇશ્વર પણ ખરે ભૂલો પડયો છે. ઇશ્વરે પણ તેને મનુષ્ય બનાવવામાં ભૂલ કરી છે.

૨૦૭

પ્રાણુ ગયે છો પત રહે, પ્રાણુ રહે પત જાહ;
ઇ જીવનસે મરવો ભલો, કહેત અકબર શાહ.

અકબરશાહ કહે છે કે પ્રાણુ જવા છતાં લાજ રહે તે બરાબર છે પરંતુ પ્રાણુ રહે અને લાજ ચાલી જાય તો એ લાજ વિનાના જીવતર કરતાં મરવું બહેતર છે.

૨૦૮

બુદ્ધિને બુઠી કરે, જુવાની માંહે જોઇ,
હેવાન પુરૂષ હોઇ, સાચું સોરઠીયો ભણે.

જે પુરૂષ જુવાન અવસ્થામાં પોતાની બુદ્ધિને બુઠી કરી નાખે છે તે પુરૂષ ખરેખર, હેવાન જ છે.

૨૦૯

આદર કરે અપાર, ભોજનમા ભાજીય ભલી,
આણે મન એંકાર, કડવું ભોજન કીસનીયા

કીસન કવિ કહે છે કે સંપૂર્ણ આદરમાનથી ભાજીનું ભોજન કરાવે તે પણ ઘણુ સરસ છે પરંતુ અહંકારપૂર્વક અનેક પ્રકારના ભોજન ભલે જમાડે પરંતુ તે કડવાં લાગે છે.

૨૧૦

વાત વાત હસતો ફરે, ખડ ખડ હસે અપાર,
બોલ્યાવ્યા વિણુ બોલતો, ઇ પણુ એક ગમાર.

વાતે વાતે કારણ વિના હસ્યા કરે, વધુ પડતી રીતે ખડખડાટ હસે અને કોઇએ બોલાવ્યા વિના એની મેળે વાત કરવા જાય એ પણ એક ગમાર છે

૨૧૧

જાકારો જીભે ભણે, વાત વાતમા માર,
એવા આગણ જઇ ઉભે, ઇ પણુ એક ગમાર

રોજ જે ઘરને આગણેથી જાકારો મળ્યા કરે અને વાત વાતમા અપમાન થાય એવે ઘેર જે માણસ જવાનું ચાલુ રાખે એ પણ એક ગમાર છે.

૨૦૮

પરથમ પાયક થવા, હદ મનમાં હરખાય;
નશાંય નાયક થાય; સાચું સોરઠીયો ભણે.

સોરઠીયો કહે છે કે પ્રથમ જે બધાની સેવા મનના હર્ષપૂર્વક કરે છે તેવો સેવાભાવી પુરૂષ છેવટે નક્કી સરદાર બને છે.

૨૦૯

આવે વસ્તુ અનેક, ધનમાયા ગાંઠે હુવે;
આવે ન અકલ એક, ક્રોડ રૂપીયે કીસનીયા.

કીસન કહે છે કે પાસે પૈસા હોય તો અનેક વસ્તુઓ આવે છે પરંતુ ક્રોડ રૂપિયા આપવા છતાં અક્કલ વેચાતી મળતી નથી.

૨૧૦

ભાણાના વેવાર ત્યાં, નાણાના વેવાર;
જે રાખે અનુભવ વિના, ગણવો તે ગેમાર.

જેની સાથે ભાણા વહેવાર છે એટલે મિત્રતા છે અને એક સાથે જમવાનો સંબંધ છે તેની સાથે નાણાંનો વહેવાર રાખે તેને અનુભવ વિનાનો ગેમાર માણસ ગણવો.

૨૧૧

જે નર તણી જીભાનથી, સદા નિકળે નકાર;
તો પણ માગે તે કને, ગણવા એહ ગમાર.

જે માણસની જીભમાંથી કાયમ નકારમાં જ જવાબ મળતો હોય તેવા માણસની પાસે કાંઈ પણ ચીજ માગે તે પણ મૂર્ખ ગણાય છે.

## ૨૧૨

જે વસ્તુ જાતી રહી, એનો શોક અપાર;
સદા કરે સંભારીને, ગણવા એહ ગમાર.

જે વસ્તુ હાથમાથી જતી રહી હોય તેને કાયમ યાદ કરીને તેનોજ શોક કર્યાં કરે તેવા માણસને મૂર્ખ ગણવા.

## ૨૧૩

સહજ વાતમાં સર્વ પર, ખોટો કરે છ ખાર;
વેર વધારે વિશ્વમાં, ગણવો એક ગમાર.

સ્હેજ બાબતમાં બધા ઉપર ખોટી ઇર્ષ્યા કરે છે અને એ રીતે જગતમા વેરનો વધારો કરે છે તે પણ મૂર્ખ ગણાય છે.

## ૨૧૪

વિદ્યા ધન વીશ્વંભરે, આપ્યું અપરંપાર,
ખાધું નહીં ખરચ્યું નહીં, ગણવો એક ગમાર.

વિદ્યારૂપી ધન પાર ન પમાય તેટલુ ઇશ્વરે આપ્યું હોય છતાં તેની મોજ પોતે માણે નહિ તેમજ બીજાને કાઇ વિદ્યા શીખવાડે નહિ તો તે પણ મૂર્ખ કહેવાય છે.

## ૨૧૫

વૃદ્ધપણે પરણે, નાની સૂની નાર;
વળતો હેરે હેરણાં, ગણવો એહ ગમાર.

વૃદ્ધાવસ્થામાં નાની ઉમરની સ્ત્રી સાથે પરણીને પછી ઓનાં છીદ્ર જોયા કરે તેને પણ મૂર્ખ ગણવો.

વ્યસની કેરા વચનમાં, આણીને ઇતબાર;
વખત ગુમાવ્યો વાતમાં, ગણવા એહ ગમાર.

વ્યસની માણસના વચન ઉપર વિશ્વાસ રાખીને નકામો રસ્તામાં વખત ગુમાવે છે તે પણ મૂર્ખ ગણાય છે

૨૧૩

નીજ દુર્ગુણ દેખે નહિ, પર નીંદામાં પ્યાર;
છીદ્ર ઉઘાડે અવરનાં, ગણવો એહ ગમાર.

જે પોતાના અવગુણ જોતો નથી અને પારકી નીંદા કરવામાં જેને ખૂબ પ્રેમ છે–બીજાનાં છીદ્ર જે ઉઘાડાં કરે છે તે ખરેખર મૂર્ખ છે.

૨૧૪

ઉપજ ખપતના આંકનો, શોધે નહીં સુમાર;
વણ લેખે ધન વાપરે, ગણવો એક ગમાર

ઉપજ અને ખર્ચનો હિસાબ જે રાખતો નથી અને હિસાબ વિનાનું ધન વાપરી નાખે છે તે પણ મૂર્ખ કહેવાય છે.

૨૧૫

બુદ્ધિ વિનાનો બકયા કરે, નવ સમજે કંઇ સાર;
વણ પૂછયો વાતું કરે, ગણવો એક ગમાર.

બુદ્ધિ વગરનો બક બક બોલ્યા કરે છે, બકયા કરે છે વાતનો સાર કાંઇ સમજતો નથી અને પૂછયા વિનાની વાતો કરે છે તે મૂર્ખ ગણાય છે.

૨૧૬

પોતે જઇ પરદેશમા, ઉદ્યમ કરે અપાર;
સંચી સોંપે અવરને, ગણુવો એહ ગમાર.

પોતે પરદેશમાં જઇને અપાર ઉદ્યમ કરીને મેળવેલુ દ્રવ્ય બીજા કોઇને સોંપી દીયે તે પણ મૂર્ખ ગણાય છે

૨૧૭

ભાગ ભરોસો રાખીને, ચિંતા ન ધરે લગાર;
ઉદ્યમને અડકે નહીં, ગણુવો એક ગમાર

જે પોતાના ભાગ્ય ઉપર ભરોસો રાખીને કોઇ પ્રકારની ચીંતા કરતો નથી તેમજ ઉદ્યમ પણ બીલકુલ કરતો નથી તેને પણ મૂર્ખ ગણવો

૨૧૮

ઘર વેચી તીરથ કરે, જાય કાશી કેદાર;
ખોળે ઠામ વસવા તણું, ગણુવો એહ ગમાર.

રહેવાનુ ઘર વેચી નાખીને કાશી કેદારનાથ વીગેરેના તીર્થ જઇને પાછો આવીને રહેવાનુ ઠેકાણું શોધે છે તેને પણ મૂર્ખ ગણવો

૨૧૯

અવર તણા ઉઘાડતો, છીદ્રો સાંજ સવાર;
પોતાનાં સુણતાં લડે, ગણુવો એહ ગમાર.

જે માણુસ સાંજ અને સવાર બીજાનાં છીદ્રો ઉઘાડાં પાડતો હોય અને પોતાનાં છીદ્રો કોઇ ઉઘાડાં પાડે છે તેમ સાંભળે તો તેની સાથે લડતો હોય તો તે પણ મૂર્ખ ગણાય છે.

૨૧૬

વાત વાતમાં વેમથી, ઇર્ષા કરે અપાર;
ખરી વાત ખોળે નહીં, ગણવો એહ ગમાર.

દરેક વાતમાં ખોટા વહેમથી બીજાની ઇર્ષ્યા કરે છે સત્ય શું છે તે શોધતો નથી તેને પણ મૂર્ખ ગણવો.

૨૧૭

જે જનથી પ્રીતિ કરી, પસ્તાયો બહુ વાર;
તો પણ તેને ઇચ્છતો, ગણવો એહ ગમાર.

જે માણસની સાથે સ્નેહ બાંધીને પોતે ઘણી વખત પસ્તાયો હોય છતાં ફરીને તેની સાથે સ્નેહ બાંધવાની ઇચ્છા રાખનારો પણ મૂર્ખ કહેવાય છે.

૨૧૮

જાણે છે ચમડી તુટે, દમડી નહિ દેનાર;
તો પણ તેને કરગરે, ગણવો એહ ગમાર.

ચામડી તુટવા છતાં જે કોઇને એક પૈસો આપતો ન હોય તેવા સૂમને જાણવા છતાં તેની પાસેથી પૈસો લેવા, તેને કરગરતો હોય તે માણસ પણ મૂર્ખ ગણાય છે.

૨૧૯

પોતે પુરો છાકટો, પડે રસ્તે બજાર;
બીજાને બહુ શીખવે, ગણવો એહ ગમાર.

પોતે પુરો લુચ્ચો અને હરામખોર હોય છતાં બીજાને બહુ શીખામણ આપવા જાય તે પણ મૂર્ખ ગણાય છે.

વૃદ્ધપણામા ગુ ર ખે, રખાત રાખી નાર,
ઇચ્છે છોરૂ સુધારવા, ગણુવો એહ ગમાર.

વૃદ્ધાવસ્થામાં રખાત સ્ત્રી રાખીને પછી પોતાના છોકરાંને સુધારવાની ઇચ્છા રાખતો હોય તે પણુ મૂર્ખ ગણાય છે

૨૨૧

પુ જી ઉડાવી બાપની, વેંચ્યા વાડી ઘર બા ર,
કુળ કીરત કેતો ફરે, ગણુવો એહ ગમાર.

બાપની એકઠી કરેલી પુજી ઉડાવી દે, વાડી અને ઘરબાર વેચી નાખે અને પછી પોતાના કુળની કીર્તિ કહેતો ફરે તે મૂર્ખ ગણાય છે

૨૨૨

લોભીને નવ લુંટ, ત્રેવડ ઘડ માટી તણો
ફસકી જાશે ફૂટ, કાચું વાસણુ કીસનીયા

લોભીને બહુ લુટવો નહિ કારણુ કે તે માટીના ઘડા જેવો છે ગમે તેવો તો પણુ માટીનો ઘડો કાચુ વાસણુ કહેવાય છે અને તે વધારે બોજે થઇ જતા પડી જઇને ફુટી જાય છે

૨૨૩

હીકમત કરે હજાર, નીચે ગઢપતિશુ જઇ,
પામે ફળ સંસાર, કરમ પ્રમાણે કીસનીયા

કીસન કવિ કહે છે કે રાજા પાસે જઇને કે ગમે તે રીતે હજાર પ્રયત્નો કરવા છતાં આ સ સારમા માણસો કર્મ પ્રમાણે ફળ પામે છે

સામાની હરિફાઇમાં, વરો કરવાં તૈયાર;
પાસે પાઇ મળે નહીં, ગણુવો એહ ગમાર.

પોતાની પાસે એક પાઇ પણ ન હોય છતાં બીજાની હરીફાઇ કરવા માટે મોટો વરો કરવા તૈયાર થાય તે પણ મૂર્ખ ગણાય છે.

૨૨૧

જે જન શત્રુ થઇ રહ્યો, તેને પુછે સાર;
બાજી બગાડે હેતુથી, ગણુવો એહ ગમાર.

જે માણસ પોતાનો દુશ્મન હોય તેને પુછીને બધું કાર્ય કરે અને ખરા મિત્ર સાથે બાજી બગાડી નાખે તેને પણ મૂર્ખ ગણુવો.

૨૨૨

હરખથી હાટ બજાર, મન મેલી ગાઝાં મળે;
જમતી વેળા જુહાર, કોક કરતા કીસનીયા.

હાટમાં કે બજારમાં મળે ત્યારે તો સૌ કોઇ છુટા દિલથી હર્ષ પૂર્વક મળે છે પરંતુ કીસન કવિ કહે છે કે જમતી વખતે જો કોઇ જઇ ચડે તો તેને જુહાર પણ કરતા નથી.

૨૨૩

માટી મજુર ધરનાર, ચણુનારા બેઠા ચણે;
પાળે પાળણુહાર, કરમ પ્રમાણે કીસનીયા.

મજુરો માટી તૈયાર કરી આપે છે અને ચણતર કામ કરવા વાળા તો બેઠા બેઠા ચણ્યા જ કરે છે. એટલે કીસન કવિ કહે છે જેવાં જેનાં કર્મ છે તેવી રીતે તેને પાળણુહાર પરમાત્મા પાળે છે.

અંત કાળે આવે નઈ, ભેલપ કરવાને બાપ;
અહિંથી આપો આપ, સરગે જાવું શામળા.

અંત કાળે સગો બાપ પણ મદદ કરવા આવતો નથી અને એકલું સ્વર્ગમાં જવાનું છે.

૨૨૫

બોલે સાચા બોલ, કાચી ના યારી કરે;
એ માણસનો તોલ, મેરૂ પ્રમાણે મોતિયા.

મોતી કવિ કહે છે કે જે માણસ સાચું જ બોલે છે, મિત્રતા પણ સાચી કરે છે, કાચી એટલે કે તુરત તુટી જાય તેવી કરતો નથી એ માણસ મેરૂ પર્વત જેવો મોટો ગણાય છે.

૨૨૬

જીભે ન બોલે જુઠ, શ્રવણે જુઠ ન સાંભળે;
વરજે કુળ વૈકુંઠ, મોટે દરજે મોતિયા.

જે માણસ જીભેથી જુઠું બોલતો નથી, કાનેથી જુઠું સાંભળતો નથી તેનું આખું કુળ તરી જાય છે.

૨૨૭

જીણે ભગત જરાક, સહુન કાજ સુધારીયાં;
કીધી જીણ કરાક, માધવ ખીજમત મોતિયા.

જેણે ભગતોની જરા જેટલી પણ સેવા કરી છે અને સહુના કામ પોતાને હાથેથી કરી આપ્યાં છે એણે એ સેવા અને કામમાં હે મોતિયા પ્રભુની જ સેવા કરી છે.

२२४

હારે કોઇ હાલે નઇ, લેખો લઇને લેખ;
અહિંથી એ કા એ ક, સ્વર્ગે જાવું શામળા.

મર્યા પછી કોઇ નિકટનું સ્નેહી સંબંધી પણ લેખ લઇને સાથે ચાલી નીકળતું નથી. શામળો કહે છે કે અહિંથી તો સ્વર્ગમાં એકલા જ જવાનું છે.

२२५

રાખે દ્વેષ ન રાગ, ભાખે ના જીભે બુરો;
દરશન કરતાં દાગ, મટે જનમના મોતિયા.

મોતી કવિ કહે છે કે જે મનુષ્ય રાગ કે દ્વેષ કાંઇ રાખતો નથી, જીભથી કોઇનું બુરું બોલતો નથી તેવા મનુષ્યનાં દર્શન થતાં અનેક જન્મનાં પાપ મટી જાય છે.

२२६

જે જન આગળ જોય, પાડયાં કામ ન પાલટે;
લાગે શેરડાં હોય, મીસરી સરખો મોતિયા.

જે કામ પાડયું હોય તે કામ કાળજીપૂર્વક કરી આપે છે તેવા માણસો સાકર જેવા ગળ્યા લાગે છે.

२२७

જાતાં જુગ ન જાય, ભગતુંની વાતું ભણે;
મીરાં મૂરત માંય, મીલ ગઇ સુરત મોતિયા.

ભક્તોની વાતો કરતાં જુગોના જુગો વીતી જાય તોપણ પાર આવી શકે તેમ નથી. મીરાંબાઇનું ધ્યાન ઇશ્વરની મૂર્તિ સાથે મળી ગયું.

અંત કાળે આવે નઈ, બેલપ કરવાને બાપ;
ચાહિંથી આપો આપ, સરગે જાવું શામળા.

અંત કાળે સગો બાપ પણ મદદ કરવા આવતો નથી અને એકલું સ્વર્ગમાં જવાનું છે.

૨૨૫

બોલે સાચા બોલ, કાચી ના યારી કરે;
એ માણસનો તોલ, મેરૂ પ્રમાણે મોતિયા.

મોતી કવિ કહે છે કે જે માણસ સાચું જ બોલે છે, મિત્રતા પણ સાચી કરે છે, કાચી એટલે કે તુરત તુટી જાય તેવી કરતો નથી એ માણસ મેરૂ પર્વત જેવો મોટો ગણાય છે.

૨૨૬

જીભે ન બોલે જુઠ, શ્રવણે જુઠ ન સાંભળે;
વરજે કુળ વૈકુંઠ, મોટે ઠરજે મોતિયા.

જે માણસ જીભેથી જુઠું બોલતો નથી, કાનેથી જુઠું સાંભળતો નથી તેનું આખું કુળ તરી જાય છે.

૨૨૭

જીણે ભગત જરાક, સહુન. કાજ સુધારીયાં;
કીધી જીણ કરાક, માધવ ખીજમત મોતિયા.

જેણે ભગતોની જરા જેટલી પણ સેવા કરી છે અને સહુના કામ પોતાને હાથેથી કરી આપ્યાં છે એણે એ સેવા અને કામમાં હે મોતિયા પ્રભુની જ સેવા કરી છે.

ઉંડું સરોવર એક, મોતીનાં ખાવણુ મળે;
હંસને વાલું છેક, માન સરોવર મોતિયા.

મોતી કવિ કહે છે કે જ્યાં મોતી ખાવાને મળે છે અને જે ઘણું જ ઉંડું છે તેનું માનસરોવર હંસને ઘણું જ વહાલુ છે.

૨૨૯

દા ડા માં દ શ વા ર, નાઈ ધોઇ ધાંધલ કરે;
મનનો તોય લગાર, મેલ ન છૂટે મોતિયા.

મોતી કવિ કહે છે કે ભલે દિવસમાં દસ દસ વખત ન્હાઈ ધોઇને અનેક પ્રકારના ધાંધલ કરે છતાં મનનો મેલ તેમ કરવાથી જરા પણ ઓછો થતો નથી

૨૩૦

પંડ ચલાવે ચાતુરી, પંડે મોટો પાપ;
અળગા રહીને આપ, મેલે પુળો મોતિયા.

પોતે દરેક બાબતમાં ડહાપણુ કરે પણ પોતે જ પાપનું પુતળુ હોય છે. કોઇનું અનિષ્ટ કરવુ હોય તો પોતે છેટા રહીને સળગાવી મૂકે છે.

૨૩૧

અમલ અરી ઉધાર, વ્યસન તપણુ વિખવાદ;
મેમાની ગણુ માન ત્રિય, થોડે ઘણો સવાદ.

સત્તા, દુશ્મનનુ કલ્યાણ, વ્યસન, તપ, વિખવાદ, મહેમાન થવુ, ગુણુ કરવો, સ્ત્રીનુ માન રાખવું એ બધું થોડુ હોય તો જ ઘણું

## ૨૨૮

રાત દિવસ જે રામ, પદીયે આઠે પહોર;
તારે કુટુંબ તમામ, મટે ચોરાસી મોતિયા.

હે મોતીયા રાત્રી દિવસ અને આઠે પહોર રામનું સ્મરણ કરીયે તો ચોરાસીના ફેરા મટી જાયછે અને કુટુંબ તરી જાય છે:

## ૨૨૯

ઘરઘર અલક જગાવતાં, ભટકે લઇને ભેખ;
દુનીયામાં ઠગ દેખ, મોટેરા ઇ મોતિયા.

ઘેર ઘેર અલક જગાવવીને ખોટા ભેખ ધારણ કરીને ભટકે છે તે દુનિયામાં મોટામાં મોટા ઠગ છે.

## ૨૩૦

નીશદિન પેસે નીર, જગ દેખાવણ જીલવા;
સંકટ સહે શરીર, મેલું ભીતર મોતિયા.

જગતને દેખાડવા માટે રાત્રી દિવસ પાણીમાં પેસીને સ્નાન ધ્યાન કરે છે અને અંતર જેનું મેલું છે તે માણસ નાહક પોતાને શરીરે જ કષ્ટ આપે છે કારણ કે મન શુદ્ધ વિના ન્હાવાથી કે બાહ્ય પવિત્રતાના ડોળથી કાંઇ વળતું નથી.

## ૨૩૧

તાંત તુરંગ રસ ત્રિયા, કવિરસ કથા કિલોલ;
રસ ભર એતાં રાખીયેં, તાલ મિત્ર તંબોલ.

તાંત ( કોઇ પણ તંતુ વાદ્ય ) ઘોડાં, સ્ત્રી સાથેનો આનંદ, કવિઓની વાર્તા કાવ્ય વિગેરેનો વિનોદ, તાલ, મિત્ર અને પાન એ બધાને રસમાં રાખવાં એટલે કે એટલી વસ્તુઓમાં રસ રહે ત્યાં સુધી તેનો ઉપભોગ કરવો, અતિ ઉપભોગ ન કરવો.

## ૨૩૨

પન ખરતાં શું કહે, સુન તરૂવર વનરાય,
અબકે વીછુરે કબ મીલે, દૂર પડેંગે જાય.

ઝાડ ઉપરથી ખરતાં પાન જાણે કે ઝાડને કહે છે કે હે વનના ઝાડવાઓ હવે અમો તમારાથી છુટા પડીએ છીએ તે દૂર જઇને પડશુ અને પાછાં કોણ જાણે કયારે મળશુ ?

## ૨૩૩

ખડ સુકાં ગોરલ વસુકાં, વાલા ગયાં વિદેશ,
અવસર ચૂકયા મેવલા, વરસી કાઉ કરેસ.

ખડ સુકાઇ ગયા છે, ગાયો વસુકી ગઇ છે, વ્હાલા જનો પરદેશમા ચાલ્યા ગયા છે એટલે હવે અવસર વિનાનો વરસાદ વરસીને શુ કરવાનો હતો !

## ૨૩૪

ધન બલીહારી રાણીયા, જીન જાયા ક્ષત્રીસ,
શેર સલુણો ચુનલે, શિશ કરે બક્ષીસ.

જેણે સાચા ક્ષત્રિયને જન્મ આપ્યો છે તે ક્ષત્રિયાણીને ધન્ય છે એની પતિની પસંદગી પણ એવી હોય છે કે એ સિંહ જેવા પતિને જ પસંદ કરે છે કે જે વખત આવે લીલાં માથાની પણ ભેટ આપી શકે છે

## ૨૩૫

સજન સંપત કે લીયે, વડો ધરીયે ચીત,
ગુણ તીન ન વિસારીયે, અરી હરી ને મીત.

સજ્જન પુરૂષોએ સંપતિ પ્રાપ્ત થતાં મોટું મન રાખવુ અને સાચો સાથ દુશ્મન, મિત્ર અને પ્રભુ એ ત્રણને ભૂલી ન જવા.

૨૩૨

તબ તરૂવર ઉતર દીયો, સુનો પુત્ર ઇક બાત;
ઇસ ઘર એસી બાત હેં, ઇક આવત ઇક જાત.

ત્યારે ઝાડ સામે ઉત્તર વાળે છે કે હે પુત્ર પાન, એક વાત સાંભળ. આંહી તો એક પાન આવે છે અને એક પાન જાય છે તે વાત સદા કાળ બન્યા જ કરે છે.

૨૩૩

મૃગસર ન વાયા વાવડા, આદ્રા ન ઉઠા મે;
પખ પનરવણ વીતિયાં, મુરખ માગે મે.

મૃગશર નક્ષત્રમાં વા ન વાયા હોય, આદ્રામાં વરસાદનો છાંટો ન પડયો હોય અને પખ અને પુનર્વસુ નક્ષત્રો પણ વરસાદ પડયા વિનાનાં ચાલ્યાં ગયાં હોય અને પછી વરસાદની યાચના કરે તે મુર્ખ છે.

૨૩૪

ધન બલહારિ રાણીયાં, જન જાયા રજપૂત;
અણુ હુતે જે હુતી કરે, રો બાતાંકા સપૂત.

અશક્ય વાતને જે શક્ય બનાવે અને જે સપુત્ર હોવાનું માન મેળવે તેવા રજપુતને જન્મ આપ્યો છે તેવી રાણીઓની બલીહારી હો.

૨૩૫

ધન મોરાં વન કુંજરાં, આંબા ડાળ સુવા;
સજનરો કવચન જનમધર, ઇ વીસરશે મુવા.

મોરલાઓ વરસાદને, હાથીઓ વનને અને સુડાઓ આંબાની ડાળને ભૂલી શકતા નથી; તેમજ સજ્જનનું ખરાબ વચન અને જન્મભૂમિ તે જીવન પર્યંત વિસરી શકાતું નથી. મર્યા પછીજ વિસરાય છે.

૨૩૬

કવિતા માત્રા કીમિયા, વાવ કુવાને વહાણ;
રાજા વાજા રાંધણા, નીવડીયે વખાણ

કવિતા, કોઇ પણ દવાની માત્રા, કીમિયો, વાવ, કુવા, વહાણ રાજા, વાજીંત્રો, અને રસોઇ એટલાનાં નિવડયે વખાણ છે.

૨૩૭

લોહા લકડા ચામડા, પેલાં કશાં વખાણ,
વહુ વછેરા દિકરા, નીવડીએ વખાણ.

લોહુ, લાકડુ, ચામડુ, વહુવારૂ, વછેરા અને દિકરા એ બધાંના પણ પહેલાંથી વખાણ કરવા નકામાં છે નિવડયા પછી જ તે વખાણને પાત્ર છે

૨૩૮

માતંગ બગીયું મોટરૂં, ક્રોડું હોય ઠેકાણ,
પણ છેલ્લું પરીયાણ, છે પગપાળું શંકરા.

હાથી, ઘોડાગાડી, મોટર અને કરોડો ઘોડાં પોતાના કબજામા હોવા છતા છેલ્લે તો પગપાળા સૌએ જવાનું છે, મરણ પછી કોઇ સાથે નથી આવવાનું

૨૩૯

ભર્યા હોય ભંડાર, અન્ન ધન અપરંપાર,
ભાતામાં પૈ ભાર, સાથ ન આવે શંકરા

અનાજ અને પૈસાના ભડાર ભરપુર ભર્યા હોવા છતાં મરણ પછી એક પાઇ ભાર પણ સાથે આવવાનુ નથી.

હય ધોરી ને વધુ વળી, લઘુ બાળક નિરવાંણ;
નીભા વ ચે વાસણાં, નીવડીયાં વખાણ.

ઘોડો, બળદ, સ્ત્રી નાનો બાળક, અને નીભાડામાં પકવવા મૂકેલાં વાસણો નિવડયા પછીજ તેનાં વખાણ થઇ શકે.

૨૩૭

યાત્રા આશા વર્ષ ને, યંત્ર તંત્ર નવી ખાણ;
અમલદાર આમદ અમલ, નીવડીયાં વખાણ.

મુસાફરી, આશા, વર્ષ, યંત્ર, તંત્ર, નવી ખાણ, અમલદાર, આવક અને સત્તા એટલાંનાં પણ નીવડયા પછી જ વખાણ થઇ શકે છે.

૨૩૮

હેકણ વેળા હાંકતા, કંઇ મોટાં કમઠાણ;
રે એના રેઠાણ, શમશાનોમાં શંકરા.

શંકરો કહે છે કે એક વખત જેનાં મોટાં કમઠાણ ચાલતાં હોય તેવા મોટા પુરૂષોને પણ અંતે સ્મશાનમાં રહેઠાણ કરવાનું છે.

૨૩૯

હાજર હોય હરેક, સગાં સબંધી સેવકો;
અંતે એકાએક, શાબદું થાવું શંકરા.

અનેક સગાં, સંબંધી, અને નોકર ચાકર હાજર હોય પરંતુ અંતકાળે તો સાબદું થઇને પોતાને એકલાનેજ જવાનું છે.

૨૪૦

મુખ વછુટા બોલડા, પણછ બછૂટા તીર;
જાય ઝટાપટ દિયહા, ઘડા વછૂટા નીર.

મુખમાંથી જે બોલ બોલાઇ ગયો હોય તે, ધનુષ્યની પણછમાંથી તીર વછુટી ગયું હોય તે, અને ઘડામાંથી પાણી વછુટી ગયું હોય તે જેમ જલદીથી પસાર થઇ જાય છે તેમજ માણસની જીંદગીના દિવસો ઝટપટ પસાર થઇ જાય છે.

૨૪૧

જાણ્યું કે માણ્યું નહિ, જોયું નહીં જરૂર;
જીવતર એનું વહી ગયું, વૃથા નદિનું પુર.

જેણે આ દુનિયામાં આવીને કાંઇ જોયુ કે જાણ્યુ નહિ અને જીવનની સાચી મોજ પણ માણી નહિ તેનું જીવતર નદિનું પુર જેમ ફોગટ વહી જાય છે તેમજ વહી ગયું જાણવુ

૨૪૨

બાલ મુકુર ધન જુવતી, મૃદંગ સ્વજન સર ફાગ,
હોત સીયાને બાવરે, અષ્ટકોર ચિત લાગ.

બાળક, અરીસો, પૈસો, સ્ત્રી, મૃદગ આદિ વાજીત્રો, પોતાના પ્રિયજન, તળાવ અને ફાગ એ આઠ વસ્તુમા જ્યારે ચિત પરોવાય છે ત્યારે મોટા મોટા ડાહ્યા પુરૂષો પણ બાવરા જેવા બની જાય છે.

૨૪૩

મૃગ કસ્તુરી ભોરીંગ મણી, મુકતા ફળ ગજરાજ;
ઓ ધનપે નિરધન ભલો, જીવત ન આવે કાજ.

મગની કસ્તુરી, સર્પના મસ્તક ઉપરનો મણી, અને હાથીના કુંભસ્થળના મોતી એ બધાં ધનથી નિર્ધનતા સારી કારણ કે એ ધન જીવતાં કામ આવતુ નથી. અર્થાત્ એ પ્રાપ્ત કરવાં તે જીવ સટોસટની રમત છે.

## ૨૪૦

પાઘ બદલ રોટી બદલ, બચન બદલ બે નુર;
યારી કર ખુવારી કરે, વાકે મુખપે ધુર.

પાઘડી રોટી અને વચનને જે બદલી નાખે અને મિત્રતા બાંધીને પછી તેજ મિત્રની ખુવારી કરે તેના મોઢામાં ધૂળ છે.

## ૨૪૧

ખાધું કે ખવરાવ્યું નહિ, કર્યાં ન ટાઢા હાથ;
આવ્યા તેવા ઉઠવું, શું લેશો સંગાથ.

પોતે ખાધું નહિ તેમજ બીજાને કાંઇ ખવરાવીને પોતાના હાથ ઠાર્યા નહિ તો પછી આવ્યા તેવાજ જવાનું છે સાથે શું લઇ જશો ?

## ૨૪૨

ધન જોબન અરૂ ઠાકરાં, એતા પર અવિવેક;
એ ચારે ભેળાં હુવે, અનરથ કરે અનેક.

પૈસા, જુવાની, અને રાજ્યસત્તા સાથે અવિવેક એ ચારે વસ્તુઓ એકી સાથે મળે તો પછી માણસ અનેક પ્રકારના અનર્થો કરી નાખે છે.

## ૨૪૩

વિદ્યા વિનય અમલ ક્ષમા, દાન સહીત ધનવંત;
ભુમિ ભૂષણ ત્રણ છે, ઉપજે ખપે અનંત.

વિનય સાથેની વિદ્યા, ક્ષમા સાથેનો અમલ અને દાન કરનાર ધનવંત પુરૂષ એ ત્રણ આ ભૂમિના ભૂષણ રૂપ છે. બાકી ઘણાં ઉત્પન્ન થાય છે અને ખપી જાય છે.

રાજ પત્ની પત્ની ગુરૂ, મિત્ર પત્ની પહીચાન;
સાસુ સ્વમાતા ચહી, પાંચે માત સમાન

રાજાની પત્નિ, ગુરૂની પત્નિ, મિત્રની પત્નિ, માસુ અ પોતાની માતા એ પાંચે માતા સમાન જ છે.

૨૪૫

ગાવી ગુણુની ગાથ, નાથ કહી નિર્માલ્યને,
હેઠો રાખી હાથ, માગ્યાથી મરવું ભલું.

નિર્માલ્ય હોય તેને મારા પ્રભુ છો તેમ કહી તેના ગુણની ખોટી પ્રશંસા કરવી અને તેના પાસે નીચો હાથ રાખીને માગવું તેના કરતા મરવુ એ સારૂ છે.

૨૪૬

લાલચમાં બની લીન, કરવી પ્રશંસા કુટીલની;
કાળું રાખી દીન, માગ્યાથી મરવું ભલું.

લાલચમાં લપટાઇ જઇને કુટીલ માણસની ખોટી પ્રશંસા કરીને, ગરીબડું મોઢું રાખીને માગવા કરતાં મરવુ બહેતર છે

૨૪૭

શીતળ શીખરી શુભ્રતા, આભા અમલ ઉદાત,
મલય સુગંધી મન હરે, જયજય ભારત માત

ઠંડો, શીખર ઉપરથી ચાલ્યો આવતો, ઉજ્વળ, શોભા ધરાવતો ચોકખો અને ઉંચી કોટીનો મલયાચલનો સુગંધી પવન જ્યાં મનને હરી લે છે તે ભારતીમૈયાનો જય હો જય હો

૨૪૪

અન્નદાતા, ત્રાતા ભયા, જન્મ જેહ દેનાર,
ઉપવિત, વિદ્યાદાની જેહ, પિતા પાંચ સંભાર.

જેનું અનાજ ખાતા હોઇએ, ભયમાંથી બચાવનાર, જન્મ આપનાર, જનોઇ સંસ્કાર કરનાર, અને વિદ્યા આપનાર એ પાંચે પિતા સમાન છે.

૨૪૫

ધનવાળાને ધામ, કરગરવું કંગાલ સમ,
સો સો ભરી સલામ, માગ્યાથી મરવું ભલું.

પૈસાવાળાને ઘેર જઇને કંગાલની પેઠે કરગરીને સો સો સલામો ભરીને માગવા કરતાં ખરેખર મરવું બહેતર છે.

૨૪૬

ચેરા પર ધરી ચિન, અકાળ મૃત્યુનાં અખિલ;
ખાસ બનીને ખિન્ન, માગ્યાથી મરવું ભલું.

અકાળ મૃત્યુનાં ચિન્હોને મોઢા ઉપર ધારણ કરીને ખીન્નતા ધારણ કરીને માગીને જીવન ગુજારવા કરતાં મરવું બહેતર છે.

૨૪૭

✓ ધર્મ કર્મ ધારણ ધરા, પંકજ પુન્ય પ્રભાત;
કવિતા સવિતા ફુલવતી, જય જય ભારત માત.

ધર્મ, કર્મ, જે ભૂમિએ ધારણ કરેલ છે, જ્યાં પૂણ્યના પ્રભાવની પાંખડીઓ નિત્ય પ્રગટે છે, જ્યાં કવિતા રૂપી સૂર્ય નિત્ય ઉગે છે, જે સદૈવ ફૂલવતી છે એવી હે ભારતમાતા તારો જય થાઓ.

૨૪૮

નાથ સિદ્ધ જોગી નિપુણ, તુજ સેવક તે તાત;
જ્ઞાન યગ રવી ગુરૂ જનો, જય જય ભારત માત.

નવનાથ, મોટા મોટા સિદ્ધ પુરૂષો, અને યોગીજનો તારા સેવક થઇ ગયા, જ્યાં જ્ઞાનના મઝો થયા છે, જ્યાં સૂર્ય સરીખા ગુરૂઓ છે એવી ભારત માતા તારો જય હો.

૨૪૯

રામ કૃષ્ણ બુદ્ધ વીરને, વાલ્મીક વીખ્યાત;
માઘ બાણ કાલી કવિ, જય જય ભારત માત.

રામચંદ્રજી, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, પ્રખ્યાત એવા વાલ્મીકીજી માઘ, બાણ, કાળીદાસ જેવા કવિશ્વરો વિગેરેની જન્મભૂમિ એવી હે ભારતી માતા તારો જય હો.

૨૫૦

શ્રી પ્રતાપ શિવરાજને, જગડુ જગ વિખ્યાત;
દયાનંદ ઋષિ માનીયે, જય જય ભારત માત.

રાણા પ્રતાપ, શીવાજી તેમજ જગડુશા જેવા જગ વિખ્યાત પુરૂષો જ્યાં પાકયા, દયાનંદ જેવા ઋષિઓ થયા એવી ભારત માતા તારો જય હો.



## ૨૪૮

મનુ સ્વયંભુ મહિપતિ, ઉજવળ સુજશ અપાત;
શ્રી ગુરૂશંકર દત્ત સુત, જય જય ભારત માત.

મનુ સ્વયંભુ જેવા મહાન રાજાઓ જ્યાં થઇ ગયા કે જેના ઉજવળ સુયશ હજુ ગવાઇ રહ્યા છે. શંકરાચાર્ય, દત્તાત્રય જેના પુત્રો છે એવી હે ભારતમાતા તારો જય હો.

## ૨૪૯

પરદુઃખ ભંજન વીરને, ચંદ્રગુપ્ત સાક્ષાત;
સિદ્ધ મુનિ ચાણાકયની, જય જય ભારત માત.

વીર વિક્રમ જેવા પરદુઃખભંજન, ચંદ્રગુપ્ત જેવા રાજા, મોટા મોટા સિદ્ધો અને મુનીઓની, અને ચાણક્ય જેવાની જન્મભૂમિ હે ભારતમાતા તારો જય હો.

## ૨૫૦

સુફલા સુજલા શસ્યયુત, હિતકર પ્રેમ હયાત,
વીર જનેતા વિમળ જશ, જય જય ભારત માત.

જ્યાં, સારાં ફળ ફુલાદી છે, સારાં જળ વહન કરે છે, જેનો પ્રેમ કલ્યાણકારી છે, વીર પુરૂષોની માતા છે અને જેનો વિમળ યશ ઠેર ઠેર છવાઇ રહ્યો છે એવી ભારતી માતાનો જય હો.

